# નાદચિંતામણિ.

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર,

વલ્લભરામ જટાશંકર ઓઝા.

ઓઝાશેરી-વાંકાનેર.

વિક્રમાર્ક ૧૯૭૨. ઈ. સ. ૧૯૧૬.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

કીંમત રૂ. ૩—૦—૦.



સ્વર્ગસ્થ રા. મોતીરામ બેચર, નંદવાણા.

# અર્પણ પત્રિકા.

સ્વર્ગસ્થ રા. મોતીરામ બેચર નંદવાણું.

સ્થાપિત શ્રી આર્ય નાટ્ય સમાજ.

આ સમાજમાં મેં પાંચ વરસ નોકરી કરેલી તે વખતમાં
આ "નાદચિંતામણિ" નામક સંગીત ગ્રંથ લખેલો. જે
તેમણે વાંચી છપાવી આપવા વચન આપેલું તે
તેમની મનોભાવના આજે ફળીભુત થતાં તેમણે
મારાપર દર્શાવેલા ઉપકારનો યત્કિંચિત બદલો
વાળવા આ ગ્રંથ તેમના સ્વર્ગસ્થ આત્માને
અર્પણ કરી કૃતાર્થ થાઉં છું અને
ઇશ્વર તેમના આત્માને નિરંતર
શાન્તિ આપે એવી. જગત
નિયંતા પાસે યાચના
કરૂં છું.

લી० સેવક,

વલ્લભરામ. જટાશંકર ઓઝા.

# પ્રસ્તાવના.

સંગીત એ ભારતવર્ષની અત્યંત પ્રાચિન વિદ્યા છે, પરંતુ કેટલાક વર્ષો કેટલાંક કારણસર જનસમાજની તેનાપર થયેલી અપ્રીતિ દુર થયેલી જોવામાં આવે છે. અને તે અમૂલ્ય વિદ્યા રત્નની કિમ્મત આંકનારાઓનું વલણ તેમના તરફ કંઇક અંશે વળેલું જણાય છે, જેથી આ ગ્રંથ લખવાની મને અનિવાર્ય ઉત્કંઠા થઇ, પ્રથમમાં રા. નારણદાસ દલસુખરામ તબલચી તથા ઉસ્તાદ નનેખાં દીલ્હીવાળા પાસેથી મૃદંગનું જ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ માસ્તર ગણપરાવ ગોપાળરાવ બર્વે સંગીતશાસ્ત્રી પાસેથી સંગીત સંબંધનો અભ્યાસ અમુક ટાઇમ કરી આ ગ્રંથ લખવા આરંભ કર્યો, તદુપરાંત અનંતનારાયણ જાંબેકર રહીશ સીનોરનાં તેમણે પણ આ ગ્રંથ પ્રગટ કરાવવાના કાર્યમાં ઘણીજ સારી રીતે મહેનત કરેલી છે, જેથી તે સર્વ ગુણજ્ઞ મહાશયોનો હું આભારી છું.

વિક્રમાર્ક શ્રાવણી પુર્ણીમા.

લી. સેવક,
વલ્લભરામ જટાશંકર ઓઝા.
વાંકાનેર.



॥ ॐ श्री सदाशीव परमात्माने नमः ॥

# સંગીત શાસ્ત્રનું આદીત્વ તથા શ્રેષ્ટત્વ.

સનાતન ધર્મમાં જેવી રીતે ચાર વેદ છે, તેમ જ ચાર ઉપવેદ પણ છે, એમાં ગાંધર્વ વેદ સામવેદનો ઉપવેદ છે, અને ગાંધવ વેદ તે જ સંગીત શાસ્ત્ર છે. " **वेदाना सामवेदोऽस्मि** " આ વાક્યથી જ સામવેદની જે મહત્તા છે, તે સંગીત શાસ્ત્રની સહાયતાથીજ પઠનપાઠન કરી ગાઈ શકાય છે, એ સર્વ સંગીત માધુર્યનોજ પ્રભાવ છે.

સામવેદ તથા બીજા વેદોની અપેક્ષાનું મનુષ્યોનાં હૃદયમાં ત્વરીત પ્રકટ થાય. એ જ કારણથી વેદોનો મહીમા છે.

જ્યાં કાંઇપણ ક્રિયા છે ત્યાં અવશ્ય શબ્દ પણ છે કદાચિત કાંઈ ક્રિયાની શક્તિ ન્યૂન થવાથી એનો શબ્દ આપણા કર્ણગોચર ન થયો હોય કે સૂક્ષ્મ વિષયને આપણી ઇન્દ્રિયગણ ગૃહણ ન કરે, પરંતુ જ્યાં ક્રિયા છે જ્યાં કંમ્પન છે, ત્યાં કાંઇને કાંઈપણ પ્રકારના અવશ્ય શબ્દ થવો જ જોઈયે. આ બ્રહ્માંડ રૂપ સૃષ્ટિની ક્રિયા પણ એક પ્રકારનું કાર્ય છે, સમષ્ઠિરૂપ તે ક્રિયાનાં ધ્વનિનું નામ પ્રણવ અર્થાત ॐ મકાર છે-શાસ્ત્રમાં ॐ મકાર ધ્વનિનું લક્ષણ લખેલ છે,

तैलधारामिवांच्छीनं दीर्घ घंटानि नादवतः

કારણ કે આ ધ્વનિ યોગીગણો સમાધી પ્રયોગવડે સાંભળી શકે છે, કેમકે તે પોતાના મનનો બીજા બહારના વિષયોથી નિરોધ કરે, તે સમયે જ સોહં-નાદરૂપી ધ્વનિમાં પહોંચી શકે છે. સમષ્ટિરૂપ પ્રકૃતિની ધ્વનિ ॐ મકાર છે. એમજવ્યષ્ટિરૂપ નાની પ્રકૃતિનાં નાનાં સ્વર છે, અને સ્વરરૂપેણુ નાની પ્રકૃતિનો આવિર્ભાવ થવાનાં કારણુ જ સંગીત શાસ્ત્ર રચાયેલ છે.

સંગીત શાસ્ત્રમાં મૂળ સાત સ્વર રાખેલ છે, તેનું કારણ એ જ છે કે પ્રકૃતિપ્રાયઃ સપ્તધા થાય છે, અને એ જ કારણથી આપણા શાસ્ત્રોમાં અનેક પદાર્થોનાં સાત વિભાગ પાડવામાં આવેલા છે. પ્રથમ, સાત રત્ન, સાત ધાતુ, સાત રંગ, સાત દિવસ, સાત ભૂમિકા, સપ્ત સ્વાદ, અથવા સાત સમુદ્ર. **एवं ब्रह्मविद्या प्रकाशक सप्त दर्शन** ( અથાત્ સુપ્રસિદ્ધ ષડ્ દર્શન ) **एव परा भक्ति प्रदर्शक "भक्तिदर्शन"**

વળી સાત સ્વરોનાં તારતમ્યથી નાના પ્રકારની રાગ રાગણીની સૃષ્ટિ થઈ, કે જે નાના પ્રકારની પ્રકૃતિનાં સ્વરૂપ છે. મનુષ્યનાં હૃદયમાં જે પ્રકારની પ્રકૃતિ અથવા આવિર્ભાવ કરવાની આવશ્યકતા હોય, તો તેવીજ પ્રકૃતિવાળા રાગ અથવા રાગ રાગણીયોદ્વારા કોઇ મંત્ર અથવા કવિતારૂપી ગાન કરવાથી અવશ્ય હૃદયમાં હોય એવીજ પ્રકૃતિની સ્ફુરતિ થાય–ભૈરવ રાગનું સ્વરૂપ વૈરાગ્યયુક્ત છે–અને એનાં રૂપને વૃષભવાહન ભસ્મભૂષિત અને જટાકૌપીનધારી આદિસ્વ-રૂપથી વર્ણન કરેલું છે.

એજ કારણથી કોઈ મંત્ર અથવા પદ આ રાગમાં સારી રીતિપર ગાઈ શકાય તો, અવશ્ય તેનાં હૃદયમાં વૈરાગ્ય પ્રકૃતિનો આવિર્ભાવ થાય, આ તત્વનો વિચાર કરવાથી ભલી રીતે પ્રતીત થાય છે, કે પૂજ્યપાદ ત્રિકાલદર્શી ઋષિયોએ જેટલા શાસ્ત્ર પ્રકાશિત કર્યાં છે, એની કેવી ગંભીરતા છે; અને તે મૂળ સનાતન સિદ્ધાંત છોડતા નથી. જેવી રીતે કોઈપણ પદાર્થ દૃશ્ય અને અદૃશ્ય ભેદથી બે પ્રકારે થાય છે, તેવીજ રીતે સ્વર પણ શ્રુત અને અશ્રુત ભેદથી બે પ્રકારનાં થાય છે, અર્થાત્ જીવ ઇન્દ્રિય શક્તિ જે સ્વરને ગ્રહણ કરે છે, તે શ્રુત સ્વર, અને જે સ્વરો ગ્રહણ ન કરી શકે તે અશ્રુત સ્વર કહેવાય છે, 'ઉદાહરણમાં' નાના પક્ષી અને કીટ પતંગ આદિ નાના જીવોનો સ્થૂલ ધ્વનિ, તે, શ્રુત સ્વર છે, અને વૃક્ષલતા આદિમાં અભ્યંતર, રસ સંચાર ક્રિયા શબ્દ, મનુષ્યોમાં શોણીત સંચાર ક્રિયા શબ્દ, અને આકાશમાં નાના ગૃહ ઉપગૃહ ભ્રમણ ક્રિયા શબ્દ આદિને અશ્રુત સ્વર સમજવા ઉચિત છે. જેમકે સૂક્ષ્મ વિચાર દૃષ્ટિમાં ૐકારને અશ્રુત સ્વર શબ્દમાં આધાર કહીયે છીયે, તેમજ સપ્ત ગ્રામને શ્રુત સ્વરોનો આધાર કહીયે છીયે. શબ્દ ઉત્પત્તીનાં વિસ્તારિત કારણ માટે એમજ કહીશું કે, કોઈ એક પદાર્થે કોઈ બીજા પદાર્થ દ્વારા આઘાત અથવા ચળીત થયા બાદ એનાં પરમાણું સમષ્ટિમાં એક પ્રકારનું કંમ્પન ઉત્પન્ન થાયછે, અને તે કંમ્પનની શક્તિનુંસાર એ પદાર્થ વિશેષથી પણ વિશેષ સ્વરની ઉત્પત્તિ કરે છે, ત્યારપછી તે પદાર્થ પરમાણું કંમ્પન, જ્યારે આપણાં નિકટ વાયુને ચળીત કરે છે, ત્યારે તે કમ્પન વાયુ અથવા બીજા કોઇ પરિચાલકદ્વારા શ્રવણ ઇન્દ્રિયમાં પહોંચી સ્વરની અનુભૂતિ કરાવે છે. ઉદાહરણમાં સમજી શકીયે કે, આપણે કોઈ કાચનાં પાત્રને કોઇપણ વસ્તુથી આઘાત કરીયે, તો તેમાંથી શબ્દની ઉત્પત્તિ અવશ્ય થશે, અને તે શબ્દ ક્યાં સુધી રહેશે કે, તે, કાચના પાત્રમાં જ્યાં સુધી કંમ્પન રહેશે ત્યાં સૂધી,

કેમકે શબ્દ થતાંજ આપણે તે પાત્રને આપણા હસ્તદ્વારા ધારણ કરીયે, તો તે પાત્રના કંમ્પનનો નિરોધ કર્યો એમ કહેવાશે, પણ હસ્ત ન લગાડવાથી

તે શબ્દ પોતાના નિયમીત સમય પછી પોતાની મેળે જ લય થઈ જશે, બંસી આદિની ધ્વનિમાં પણ, બંસી સ્થિત વાયુ કંમ્પનદ્વારા શબ્દ ઉત્પન્ન કરે છે, અને એ જ પ્રકારે કંઠદ્વારા પણ, કંઠ સ્થિત વાયુ કંમ્પનથી ગાયકગણ નાના સ્વરોની ઉત્પત્તિ કરી શકે છે. આ પૂર્વે પણ કહી ચુકેલ છીયે, કે પંચ ભૌતિક સંસારની પ્રકૃતીક અવસ્થા, સ્થિતિરૂપેણ સપ્તધા વિભક્ત છે, અને આ સાત સ્વર સાત ગ્રામ કહેવાય છે, 'તે ગ્રામોનાં નામ.'

ષડજ, રૂષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, જેવી રીતે અશ્રુત સ્વરનું મૂળ રૂપ ૐકારની સહાયતાથી નાના મંત્રદ્વારા અદૃશ્ય પ્રકૃતિ ચગીત કરી શકાય છે, તેવી જ રીતે, શ્રુતસ્વરનું મૂળ સ્વરૂપ સપ્ત ગ્રામની સહાયતાથી નાના રાગરાગણિયોની ઉત્પત્તિદ્વારા નાની દૃશ્ય પ્રકૃતિનો આવિર્ભાવ કરી શકાય છે, અર્થાત્ ૐકાર મૂલક નાના મંત્રદ્વારા જેમ આધ્યાત્મિક જગત્માં આપણી શક્તિ વિસ્તાર કરી શકાય છે, તેમ સપ્ત ગ્રામ મૂલક, નાના રાગરાગણિયોની સહાયતાથી ભૌતિક જગત્માં પોતાની શક્તિદ્વારા ગાયક પ્રકૃતિનો આવિર્ભાવ કરી શકે છે.

એવીજ રીતે શક્તિશાલીની વૈજ્ઞાનિક ભીતિપર સ્થીત થયેલા પૂજ્યપાદ ત્રિકાળદર્શી મહર્ષિ ગણોયે ત્રીતાપ તાપીત જીવગણોનાં હિતાર્થે મધુર સંગીત વિજ્ઞાનની સૃષ્ટિ કરી છે.

શ્રીમતંગ રૂષીએ મતંગ સંહિતામાં લખેલ છે કે, સૃષ્ટિના આદિકાળમાં જ્યારે ભગવાન સદાશીવ અને પાર્વતી બંન્ને એકત્ર બેસીને જીવોની અવસ્થા પર ધ્યાન કરતા હતા, એ સમયે જીવોનાં હિતાર્થે શ્રીમહાદેવજીયે પાંચ મૂખથી પાંચ રાગ અને શ્રી પાર્વતીજીનાં મૂખથી એક રાગ ( અર્થાત પ્રથમ આ રૂપથી છ રાગોની ઉત્પત્તિ થઇ. )

**शीवशक्तयाः समयो ।द्रागाणा संम्भवो भवेत् ।**
**पंचस्यात पंचरागास्युः षष्टस्यस्तु गिरिजा मुखात् ॥**

**પુનઃ** શ્રીભગવાન ગિરિજાપતિ પાસેથી આ છ રાગો પિતામહ બ્રહ્માજી શીખ્યા, તદનંતર વેદોને પ્રકાશીત કર્યા, અને આજ કારણથી આ શાસ્ત્રનો વેદોથી નીકટ સમ્બંધ છે.

પિતામહ બ્રહ્માજીયે છત્રીસ રાગણિયોની સૃષ્ટિ કરી, અને પ્રથમમાં સંગીત શાસ્ત્રજ્ઞાનનું શિક્ષણ નારદ, તુમ્બરૂ અને રંભાએ ત્રણ શિષ્યોને આપ્યું આદીમાં જે છ રાગની ઉત્પત્તિ થઈ તે છ રાગોનાં નામ ભૈરવ, મેઘ, પંચમ, શ્રી, નટનારાયણ અને વસંન્ત રાગ છે. પરંન્તુ આ રાગોમાં સંગીત સંહિતામાં

ક્યાંઈ ક્યાંઈ મતભેદ થયેલો છે. અર્થાત કોઈ કોઈ આચાર્ય ( પંચમ, નટનારાયણ અને વસંન્ત રાગનાં સ્થાન ઉપર માલકંસ, દીપક હિંડોલ આદી રાગ કરી માને છે. ) પણ એવા મતભેદ થવાથી મુળ ઉદ્દેશ ને કાંઈપણ હાની નથી.

આ છ રાગથી ભગવાન બ્રહ્માજીએ જે છત્રીસ મુળ રાગણિઓની સૃષ્ટિ કર્યા પછી તે રાગણિઓને આ છ રાગની સ્ત્રી રૂપેણની હીતકરી, અને એ નામો સંહિતાઓમાં લખેલા દેખાય છે, યથા ભૈરવ રાગની, ભૈરવી, બંગાલી, ગુણકરી, સીંધવી, રામકરી, આ છ સ્ત્રી છે. શ્રી રાગની માલશ્રી, ત્રીવેણી, ગૌરી, કેદારી, મધુમાધવી અને પહાડી, આ છ શ્રી રાગની સ્ત્રી છે. વસંન્ત રાગની, દેશી, દેવગીરી, વરાટી, ટોડીકા, લલીતા અને બહારી આ વસંન્ત રાગની સ્ત્રી છે. પંચમની વિભાગા, ભૂપાલી, કર્નાટી, પટહંસીકા, માલવી અને પટમંજરી, આ પંચમ રાગની સ્ત્રી છે, અને નટનારાયણની, કામોદી, કલ્યાણી, આભીરી, નાટીકા, સારંગી અને હુમ્બીરી આ નટનારાયણ રાગની સ્ત્રી છે.

આ છ રાગ અને છત્રીસ રાગણિઓની અનંતર બ્રહ્માજીના શિષ્યદ્વારા અડતાલીસ ઉપરાગ અને ( ૨૮૮ ) ઉપરાગણિઓની સૃષ્ટિ થઈ અને ત્યાર પછી એમનાં શિષ્યદ્વારા અથવા આચાર્ય ગણદ્વારા ઉપરાગ અને ઉપરાગણિઓની સંખ્યાનો બહુ જ વિસ્તાર થયો; શાસ્ત્રમાં લખે છે કે, બ્રહ્માજીએ પ્રથમ ત્રણ શિષ્યોદ્વારા ત્રીવિદ્યા, અર્થાત ગાન, વાદ્ય અને નૃત્ય આ ત્રણ વિદ્યાઓની સૃષ્ટિ કરી, જેમાં પ્રથમ નારદજી ગાનવિદ્યા, તુંમ્બરૂરૃષિ વાદ્યવિદ્યા અને અપ્સરા રંભા નૃત્ય વિદ્યામાં પ્રકાશક થયા. સંહિતાન્તરમાં એવો પણ લેખ છે કે, પિતામહ શ્રીબ્રહ્માજીએ પ્રથમમાં નારદ, રંભા, તુમ્બરૂ, હુહુ અને ભરત આ પાંચ શિષ્યોને સંગીત વિદ્યા શીખવાડી. જેમાં નારદ અને ભરતજી તો ગાંધર્વ વેદની સૃષ્ટિ કરી વેદોનો વિસ્તાર કરવા લાગ્યા, અને હુહુ ગાંન્ધર્વ ગાનવિદ્યા, તુંમ્બરૂ વાદ્યવિદ્યા, અને રંભા નૃત્ય વિદ્યાના અધ્યાપક થયા, અને તે પ્રત્યેક પાંચ શિષ્યોએ એક એક સંગીતશાસ્ત્રની સંહિતા પ્રણયન કરી અને પુનઃ બહુ જ રાગ રાગણિઓની સૃષ્ટિ કર્યા બાદ આ સંગીત વિદ્યાની બહુ જ ઉન્નતિ કરી; પરંતુ આ તો સર્વ મતાવલમ્બી માને છે, કે મહર્ષિ નારદ સંગીત શાસ્ત્રના પ્રધાન આચાર્ય હતા, અને તુંમ્બરૂ રૃષિ વાદ્યવિદ્યાના આચાર્ય, અને રંભા નૃત્ય વિદ્યાના આચાર્ય થયા. આ તુંમ્બરૂ રૃષિએ જ ( પ્રધાન વાદ્યયંત્ર ) તંબુરની સૃષ્ટિ કરી તથા રૃષિકાલમાં આ વિદ્યાની આ ઉન્નતિ થઈ કે તેનું વર્ણન કાંઇક પણ શાસ્ત્રોમાં જોવા મળે છે, અને એ વિદ્યાનો પાઠ કરવાથી એક મોટું આશ્ચર્ય પ્રતિત એટલે સાક્ષાતકારથાય છે કે, તે સમયે ષોડસ સહસ્ત્ર રાગ રાગણિ ગવાતી હતી; અને તે રાગ રાગણિ સાથે ત્રણસો છત્રીસ પ્રકારના તાલ

બજાવતા હતા. અને હવે ષોડશ સહસ્ર રાગણિમાંથી વીસ પચીસ રાગણિઓને વર્તમાન ગાયકગણ જાણે છે; અને તે પણ અપૂર્ણ રીતે છે; અને ત્રણસો છત્રીસનાં ઠેકાણે આજકાલ કેવલ પાંચ સાત તાલ બજાવે છે; અને પ્રાચિન નૃત્ય વિદ્યાની સાથે કોઈપણ જાતનો સમ્બંધનથી દેખાતો, આ કારણ આજ કાલની ત્રિવિદ્યા અર્થાત સંગીત વાદ્ય અને નૃત્યને દેખવાથી, પ્રાચિન ભારતના ઉન્નત સંગીત શાસ્ત્રનો કાંઈપણ અનુમાન નથી કરી શકાતો.

જેમકે કલીકાળના પ્રભાવથી ભારતની બીજી બધી વિદ્યા લુપ્ત થઈ ગઈ છે; તેમજ આ સ્વર્ગીય માધુરી વિદ્યા પણ લોપ થઇ રહી છે.

જેવી રીતે આજદીન યૂરોપિયનોએ બીજી બીજી નાની વિદ્યાની ઉન્નતિ કરી છે; તેમજ સંગીત વિદ્યામાં પણ ઉન્નતિ કરી છે; તોપણ યૂરોપની નવિન સંગીત વિદ્યા અને ભારતની પ્રાચિન સંગીત વિદ્યામાં બહુજ અંતર છે. યૂરોપની સંગીત વિદ્યામાં બાહ્યલક્ષ્ય છે પરંતુ ભારતના સંગીતનો અંતર લક્ષ્ય છે યૂરોપની સંગીત વિદ્યાની ભીતિ શિલ્પ નૈપૂણ્ય છે; પરંતુ પ્રાચિન આર્યોની સંગીત ભીતિ ગંભીર વિજ્ઞાન હતી; નવીન યૂરોપને વૈષયીક આનંદના અર્થે સંગીતની ઉન્નતિ કરી છે; પરંતુ પ્રાચીન ભારત, આ માધુરી વિદ્યાને આત્મોન્નતિનું પથરૂપ કરી માનતા હતા.

મનુષ્યદ્વારા સપ્તગ્રામમાં જેટલુ ગાઈ શકાય છે, એટલા જ ગ્રામમાં પ્રાચીન આર્યગણ સંગીતને ગાયા કરતા હતા, અર્થાત ત્રણ ગ્રામોનો અતીરિક્ત પ્રાચીન આર્યગણ વ્યહવાર નહિં કરતા હતા, પરન્તુ આજદીન યુરોપમાં નાના વાદયદ્વારા તતોધિક સપ્તક વ્યહવારમાં આવે છે આતો પૂર્વે સીદ્ધ કહી ચુક્યા છીયે કે મહર્ષીગણ મનુષ્ય ગુણોના હૃદયમાં નાના સમયે નાની પ્રકૃતીયોનો આવીરભાવ કરવાના અર્થેજ અનંત રાગરાગણિયોના અન્તર્વીજ્ઞાન કૌશળ પૂર્ણ પ્રગટ કરી ગયા છે, પરંતુ યુરોપના સંગીતમાં એવી કોઇપણ શૈલી નથી દેખાતી તે કેવળ પ્રત્યેક ગીતક્રમ અર્થાત્ ગતોના ક્રમ સ્વતંત્રરૂપેણ કાલ્પનીક નામ રાખી દે છે. માનવ પ્રકૃતિ શકતીની ઉન્નતીદ્વારા કંઠસ્વર સાધનથી ગાન કરવાની અલોકીક રીતીને પ્રાચીન આર્યગણોયે અવિષ્કાર કરી હતી, તેવી રીતી યુરોપવાસી ગણ જાણતાજ નથી. યુરોપમાં જે કાંઇ ઉન્નતી થઈ છે, તે અસ્વભાવીક યંત્રદ્વારા થઇ છે, ગાનની ઉન્નત રીતી એમની સંગીત વિદ્યાયામાં છે જ નહિં.

જેવી રીતે કે તોલોની વીચીત્ર રીતિ અને લયનું જ્ઞાન એ વિશેનું સુક્ષ્મ કૌશલ ભારતીય સંગીતમાં છે, તેવી રીતોનાં તાલ અને લયની સુક્ષ્મતા આજ દીન સુધી યુરોપવાસી નથી જાણતા અને નૃત્ય વિદ્યાની તો વાત જ નહિં;

કેમકે પ્રાચીન નૃત્ય વિદ્યાનું વર્ણન શાસ્ત્રદ્વારા જે કાંઇ જોવામાં આવે છે. એના નામ માત્રનું પણ યુરોપનાં સંગીત આચાર્યગણોને જ્ઞાન થયું નથી, અને આ સર્વે વિચારો ઉપરાંત આર્યસંગીત શાસ્ત્રમાં જેવી રીતે ષડ રૂતુ વિચાર, દીવસ રાત્રી વિચાર, પ્રહર અથવા સમય વિચાર, દેશકાલ વિચાર, અને પ્રકૃતી તથા પ્રવૃતીના સાથ અનંત રાગરાગણિયોનો વિભાગ કરેલો દેખાય છે. અને તે વિજ્ઞાનની સુક્ષ્મતા આજદીન સુધી યુરોપી આચાર્યગણ સમજી શક્યા નથી.

ઇતિહાસીક પંડીતગણ માત્ર જાણે છે કે, ગ્રીકગણદ્વારા ભારત આ ક્રમણના અનંતરમાં ભારતવર્ષની સંગીત વિદ્યા લોપ થઇ ગઇ. પરંતુ ગ્રીકગણને ભારત આગમનની પશ્ચાતમાં ગ્રીસમાં સંગીત આદી નાની વિદ્યાઓના ઉન્નતી થઈ હતી, અને ત્યાર પછી ગ્રીસમાંથી રોમમાં, અને રોમથી આખા યુરોપમાં સંગીત વિદ્યાનો પ્રચાર થયો હતો.

આવી રીતે જોતાં તો ભારતીય સંગીત શાસ્ત્રનું આદીત્વ પ્રમાણીત સીદ્ધ થાય છે, અને તે પણ પ્રમાણીત થાય છે, કે, યુરોપીય સંગીત આચાર્યગણ ભારતીય સંગીત આચાર્યગણોનાં શીષ્ય પરંપરાથીજ છે. પરંતુ ભેદ એટલો જ છે કે ભારતીય સંગીતવિદ્યા અનંત જગતમાં ભ્રમણ કરતી કરતી ભગવતપાદ્વારવિંદમાં જઇને મળી હતી, તો પણ યુરોપીય સંગીતશાસ્ત્ર કેવળજડ જગતમાં વિચરણ કરી રહેલ છે, કોઈ કોઇ યુરોપીય સંગીત પક્ષપાતી મહાશયગણ એમ કહે છે કે, યંત્ર વિદ્યામાં જેવી યુરોપીય સંગીતે ઉન્નતી કરી છે, તેવી ભારતવર્ષે નથી કરી. એનાં ઉત્તરમાં એ વાત સ્વીકારવા યોગ્ય છે, કે આજ દીન યુરોપમાં અગણીત સંગીતયંત્ર બજાવે છે, તો પણ સુક્ષ્મદ્રષ્ટીથી આટલું તો માનવું પડશે કે તે યંત્રોના આવિષકારમાં ભારતવર્ષજ આદી ગુરૂ છે, ભારતવર્ષનાં વિણાયંત્રને જોવાથી, કોણ બુદ્ધીમાન એનું શ્રેષ્ટત્વ અને આદીત્વ સ્વીકાર નહિં કરે. અને કોણ વિચારજ્ઞ આ પારખી નહિં શકે કે, પિયાનો આદી લોહ તારમય યંત્ર એનુંજ અનુકરણ અને ઉદાહરણપરજ બનાવેલ છે. પુનઃ મૃદંગ, રૂદ્રવિણા, બંસી આદી યંત્રોને જોવાથી એનાં આદીત્ય અને શ્રેષ્ટત્વમાં કોઇને પણ સંદેહ નહિં જ થશે અને સુક્ષ્મ વિચારથી એ પણ જાણ થશે કે મૃદંગ આદી યંત્રનું અનુકરણ કરી યુરોપમાં ડ્રમ આદી યંત્ર સારંગીનું અનુકરણ કરી વાયોલીન યંત્ર, સરણાઈ યંત્રનું અનુકરણ કરી કલીરીયોનેટ યંત્ર, અને તુરી, ભેરી, નરસીંહા આદિ યંત્રોનું અનુકરણ કરી, કેટલાક પ્રકારના યુરોપીય સમરવાદ્દય યંત્રો, રૂદ્રવિણાના અનુકરણપર ફ્લુટ આદિ યંત્ર બનાવેલ છે, યંત્રોની સંખ્યા બહુજ વધી ગઇ, પરંતુ સંગીત વિજ્ઞાનની ઉન્તીમાં સકલ પ્રકારથી યુરોપને પ્રાચીન ભારતની જ સહાયતા મળી હતી,

એમાં કાંઈ પણ સંદેહ નથી, વિશેષતઃ પ્રાચીન આર્યગણોનાં સંગીત યંત્રોમાં પૂર્ણતા, શ્રેષ્ટતા અને વિશેષતા આટલીજ છે કે, આપણું પ્રકાશીત મૃદંગ, જેવી રીતે સર્વ સ્વરોમાં બજાવી શકાય છે, એવી રીતે યુરોપીય તાલરક્ષક યંત્રો નથી બજાવી શકાતા, અને જેવી રીતે કોમલ, તીવ્ર, અતી તીવ્ર, અતી કોમલ, સુર આદી સ્પષ્ટ રૂપેણુ વિણા આદી યંત્રોમાં પ્રકાશીત કરી શકાય છે, એવી રીતે પૂર્ણતા સાથે પિયાના અથવા હારમોનિયમ આદી યંત્રોમાં કદાપી પ્રકાશીત નથી થઇ શકતા. આજ દીવસ સુધી ભારતવર્ષના સંગીતની ગમે તેવી દીન દશા થઈ ગઇ, તો પણ વિચારવાન પંડીતગણ આટલું તો નિશંક થઈ કહેશે કે, ભારતવર્ષજ સંગીતના આદી ગુરૂ છે.

ભારતવર્ષનું સંગીત કોઇપણ વખત પરીપૂર્ણ થયેલું છે, અને ભારતવર્ષનાં આર્યગણોનું સંગીતજ જીવગણોને ભગવતભજનમાં પૂર્ણરૂપે સહાયતા કરનારૂં છે.

જ્યાં સુધી પૂજ્યપાદ રૂષિગણોનો આ વિરભાવ આ સંસારમાં ચાલુ રહ્યા, ત્યાં સુધી આ ચાશા સ્ત્રીની પૂર્ણ ઉન્તી થતી ગઈ, અને પુનઃ તેનાં તીરોભાવનાં અંતર સર્વ જીવોની શકતી ઘટી ગઇ, ત્યારે આ વિદ્યામાં પણ ન્યુનતા થતી ગઈ. રૂષિકાલમાં વેદપાઠ આદી સર્વ અધ્યાત્મીક કર્મોનાં સાથ જ્યારે આ વિદ્યાનો ગાઢાંતર સમ્બંધ હોવાથી તે વખતે આ વિદ્યાને માર્ગ વિદ્યા કહેતા હતા. ફરી સંગીત શાસ્ત્રનો પ્રાચીન રીતને મનુષ્ય માત્ર પોતાની હીણ શકતીથી ભુલી ગયાં. અને નવીન રીત પ્રચારમાં આવી, તે સમયે એ વિદ્યાં દેશી વિદ્યા કહેવાઇ, અર્થાંત્ વૈદીક પ્રાચીન રીતનો માર્ગ, અથવા નવીન રીતની દેશી સંજ્ઞા છે.

સંહીતાઓમાં લખેલું છે કે, માર્ગ વિદ્યા આચાર્યગણોનાં તીરોભાવના સાથે જ પૃથ્વીમાંથી લુપ્ત થઇ સ્વર્ગમાં જઇ રહેશે, અને અહિં ફક્ત દેશી વિદ્યા ચાલુ રહેશે, હવે આ ભવીષ્ય વાણીનું ફળ એ છે કે, માર્ગ વિદ્યાને ભારતવાસી એક વાર ભુલી ગયા, તે પછી દેશી વિદ્યાની ઉન્તી વધતી ગઈ, અને જ્યાં સુધી સમ્રાટ સીકંદર ભારતવર્ષ હાથ કરવા નહોતો આવ્યો ત્યાં સુધી આ નવીન વિદ્યાના આચાર્યગણુ ભારતવર્ષમાં વર્નમાન હતા, તો પણ બુદ્ધ-વિપલ્વના સમયે આ વિદ્યાની ઘણીજ હાની થઇ હતી, આટલું થયાં છતાં પણ ક્યાંઇ ક્યાંઇ આ વિદ્યાના આચાર્યો મળી આવે છે; પણ દેશી વિદ્યાની પૂર્ણ હાનીનો સમય આ ચાલુ કાળજ સમજવો એ ઉત્તમ છે.

આ સમયના અનંતર ભારતવર્ષપર વિદેશી રાજાઓની સત્તા દિવસે દિવસે વધતી ગઈ છે. કાંઈ દીવસ ભારતવાસીઓએ એકવાર પોતાની સ્વતંત્રતા યવન

સામ્રાટ પાસે વેચી નાખી હતી, તેજ સાથે ભારતવર્ષની ઘણી વિદ્યા સાથે આ સંગીત વિદ્યા પણ ગુમ થઇ ગઇ.

પ્રકૃતિ ત્રિગુણની છે, સૃષ્ટિ સત્ય અને અસત્ય ભાવથી ભરપુર છે, તેથી ગુણગ્રાહી સારા માણસો સર્વે કોમમાં હોય છે, ભારતના યવન સામ્રાટોમાં તુગલક વંશમાં સૂલતાન મહમદશાહ ભારત વર્ષનાં બહુજ ગુણગ્રાહી અને ધાર્મિક સમ્રાટ હતા. એમણે પોતાનાં શાસનકાળમાં આ વિદ્યાની ઉન્નતિ કરી અને તે સમયે બૈજુબાવરા, ગોપાલ અને ખુશરો આદિ નાયકોનો જન્મ થયો તે પછી જ્યારે બુદ્ધિમાન અકબર બાદશાહ ભારત સિંહાસનારૂઢ થયા, ત્યારે તેમણે પણ પોતાની ગુણગ્રાહી બુદ્ધિથી પાછી આ વિદ્યાને વિશેષ સહાયતા આપી તેજ સમયે ભારતવર્ષમાં, તુલસીદાસ, સૂરદાસ, સ્વામિ હરદાસ, અને તેમના શિષ્ય તાનસેન આદિ પ્રકટ થયાં. કદાચ ભારતવર્ષમાં આ બે સામ્રાટો જનમ્યા ન હોત અથવા આ બે યવન સામ્રાટોએ આ વિદ્યાને સહાયતા ન આપી હોત તો ધીમે ધીમે પણ આ દેશી વિદ્યા પણ ભારતવર્ષમાંથી લોપાઈ, માર્ગ વિદ્યાના જેમ સ્વર્ગવાસી થઈ ગઈ હોત.

આ સમયે આ વિદ્યાની ઉન્નતિ તો થઈ પણ આ દેશી વિદ્યાએ કાંઈ નવુંજ રૂપ ધારણ કર્યું છે, અને આ સમયની અનંતર સંગીત વિદ્યા હવે કેવળ વિલાસનુંજ એક અગ છે; એમ ગણાય છે. વેદ મંત્રોમાં સંગીત શાસ્ત્રના આધારે ગાયન કરવાનો માર્ગ, માર્ગવિદ્યા કહેતા હતા, અને સંસ્કૃત અથવા ભાષા, ભગવત્ ભજન અર્થાત્ ધ્રુવ પદોને આ અનુકરણથી ગાવાને દેશી વિદ્યા કહે છે. પણ અત્યારે કાળ પ્રભાવવડે માર્ગવિદ્યા તો લોપાઈ ગઈ છે, અને દેશી વિદ્યા વિકૃત થઇ, ખ્યાલ, ટપ્પા, ઠુમરી, આદિ નાના રૂપને ધારણ કરી રહી છે. માર્ગવિદ્યામાં જે વાત હતી, તે દેશી વિદ્યામાં ન રહી. વળી ફરી દેશી વિદ્યામાં જે વિષય હતો તે રસ નવિન સંગીતમાં રહ્યો જ નથી. સંગીતનો ઉપ પતીક અંશ, એટલે મૂખોતગત્ તો ભારતવર્ષમાંથી ચાલ્યો ગયો છે. પરંતુ જે થોડું રહી ગયું છે, તે અનુભવિના પાસે અંશરૂપે દેખાય છે.

અને તે પણ ભારતવાસીના ધ્યાન બહાર જવાનો પ્રસંગ આવેલો દેખાય છે. ભારત રત્નગર્ભ છે. આ ભૂમિમાં રત્ન પ્રગટ થયાંજ કરે છે;

પૂજ્યપાદ ત્રિકાળદર્શી મહર્ષિએ લખ્યું છે કે,

> પૂજાત કોટી ગુણં સ્તોત્રં, સ્તોત્રાત કોટી ગુણંજપમ;
> જપાત કોટી ગુણંજ્ઞાનં, ગાનાત્ પરતરં નહિ. ૧

અર્થાત ઇશ્વર ઉપાસના ગાયનદ્વારા થઇ શકે છે, તે પ્રમાણે બીજી કોઇ ક્રિયા કરવાથી થઇ શકતી નથી. નારદ, શાંડિલ્ય, આદિ ભક્તાગ્રગણ્ય મહર્ષિ

ગણોએ આ વાર્તા સારી રીતે સિદ્ધ કરી બતાવી છે; કે ગાનદ્વારા ઉપાસક ભક્ત, અતિશય આનંદ પ્રાપ્ત કરી શકે છે, અને તેથીજ આ સમયમાં શ્રી ચૈતન્ય મહાપ્રભુ અને શ્રીવલ્લભાચાર્ય, પ્રભૃતિ, વૈષ્ણવધર્મપ્રચારક ગણોએ પણ પોતાના સંપ્રદાયમાં ઉપાસના વિધિમાં ગાયનનેજ રાખવા મૂખ્ય આજ્ઞા કરીછે. સ્વર સાથે પ્રકર્તીનો કેવો અવિમીશ્ર સમ્બંધ અને ક્યા લક્ષ્યપર પ્રાચીન સંગીત વિદ્યાની સૃષ્ટિ રચાઈ છે, તે પ્રથમ વિચારમાંજ દેખાડી દીધું છે. ભાવિક સાધકને સકળ પ્રકૃતિ વિસ્તાર સ્વરમય દેખાડી દે છે, અને ત્યારેજ તે કહે છે કે—

**स्वरो ब्रह्म न संशयः**

અને એ લક્ષ્યપર સ્થિર રહી ભક્ત કવિઓએ ગાયું છે કે—

વાણિ દેવી શીર લાવીને, ચરણ કમલ ઊર આણીને;
કહું શાસ્ત્ર સંગીતને, રાગ રૂપ દેખાડીને.
રાગ પ્રેમની ખાણ છે, રાગ ભક્તિનું મૂળ;
રાગ અલાપે થાય છે, સકળ દેવ અનુકૂળ.

**સપ્તસ્વર નામ.**

ષડજ ઋષભ ગાંધાર સ્વર, મધ્યમ પંચમ માન;
ધૈવત બહુરિ નિષાદને, સરિગમ પધનિ જાણ.

**સપ્તસૂરની ઉત્પત્તિ.**

મયૂર વાણિ સૂર ષડજ ઋષભ ચાતક ઉચારન,
અંગુ ચાર ગાંધાર મધ્ય કુરૂચી કલધારન;
પંચમ કોકીલ શુદ્ધ બાજ ધુની ધૈવત જાણો,
ઘન ગરજત સુનિષાદ સપ્તસૂરનો ભેદ વખાણો.

**સ્વર ગ્રામભેદ.**

પ્રથમ ધ્વનિ નાભમાં થાય, છે તે શુદ્ધ ઉચ્ચાર;
ત્રિતીય ગ્રામ તેમાં થયા, ઉદાર મુદારને તાર,
ઉદાર હૃદયમાં જાણીયે, મુદાર કંઠ સમજીયે;
થાય તાર સ્વર કપાલમાં, કહે ભેદ કવિ તે.

**રાગની જાતી.**

ત્રણ જાત છે રાગની, તે સમજો સુખ ખાણી;
ઓડવને શાડવ બહુરિ, સમ્પૂરણ જાણી.
ઓડવમાં સ્વર પાંચ છે, ષટ સ્વર શાડવ થાય;
સપ્ત સ્વરો જેમાં ફરે, પૂરણ તેજ વદાય.

## ગાયન ક્રિયા ભેદ.

ચાર ક્રિયા સહુ રાગમાં, તેનો કરી વિચાર;
સ્થાઈ આરોહી બહુરિ, અવરોહે સંચાર.
રહી રહી સુર ન ચળે બહુરિ, સ્થાઈ કહીયે તે;
સ્વર ઉર્ધ્વ ગતિ રૂપ કરે, અવરોહી કહિએ.
ઉર્ધ્વની ગતિ અર્ધ કરે, તે અવરોહી જાણી;
એ ત્રણ મિશ્રણ થાય છે, સંચારી સુખ ખાણી.

## ગાયન ક્રિયા દોષ.

પ્રથમ કાક સ્વર કાલ, તાલ ત્રિતીય સુરભંગ;
મુખ ગ્રીવા ડોલાવી, વળી ડોલાવે અંગ.
સુર ભેદ જાણે નહિં, વળી ગૃહી સુર કપાળ;
સમય વિના સંગીત, રાગ ઉપજે ન રસાળ.
દ્વાદશ દોષ સંગીત મત, ગાઈ ગુણી બચાવે;
શ્રોતા સુખકારક થઈ, મન માન્યું સુખ આવે.

## રાગ ઉત્પત્તિ.

શિવ ગિરિજા સંયોગથી ઉપજ્યા છે સહુ રાગ,
સાંભળતા આનંદ મન બહુરિ વધે અનુરાગ;
પંચ વદનથી પ્રગટ કર્યા પાંચ રાગ સુખ રૂપ,
શ્રી ગિરિજા મુખથી થયો ષષ્ઠમ રાગ અનુપ.

## આચાર્ય મત આદિ રાગ નામ.

ભૈરવ પંચમ મેઘ નટ, વસંત શ્રી રાગ વિચાર;
ષડ રાગોના નામ આ, ભરત ઋષિ અનુસાર.
રાગ પ્રથમ ભૈરવ કહું, માલ કંસ વળી જાણ;
હિંડોળ રાગ ત્રીજો કહે, દીપક રાગ વખાણ.
શ્રી રાગ પંચમ થાય છે, મેઘ રાગ નિરધાર;
ષડ રાગોના નામ આ, ઋષિ હનુમત અનુસાર.

## રાગ સમય વર્ણન.

પ્રથમ પ્રહર પ્રાતઃ સમે ભૈરવ રાગ વખાણું,
માલ કંસને ગાઇયે, મધ્ય રાત્રિનું ટાણું.
દ્વિતીય પ્રહર દીવસ ચડે કરો રાગ હિંડોલ,
સમય ચતુર્થ પ્રહરમાં દીપકનાં સ્વર બોલ,

શ્રી રાગ ત્રીજે પ્રહર જ્યારે દીન અથવાય.
મેઘ રાગ આલાપથી મેઘ વૃષ્ટિ થઈ જાય.
ફાગણમાં આ રાગ સહુ, જાગ્રત આઠે જામ;
રૂતુ વસંતમાં નિશિ સમે એક ઘડી વિશ્રામ.
ભૈરવ શરદ, કૌશિક શિશિર, અને હિંડોલ વસંત;
દીપક ગ્રીષ્મ, હેમંતશ્રી, મેઘસુ પાવસ અંત.

**રાગરાગણિયોની સંખ્યા.**

આદી રાગ ષડ જાણીયે, આદી નારી છત્રીસ;
તેના યોગે અનંત પછી, ગાયે ઋષિ મુનીષ.
જેનાં ભેદ સોળ સહસ્ત્ર, કરે સંહિતાકાર;
ત્રણસો છત્રીસ તાલની, સંખ્યા છે આધાર.
ધૈવત ગૃહ ધનિસરિગમપ, સંપુરણ સ્વર સાત;
ભૈરવ આ કહેવાય છે, ગવાય ગ્રીષ્મ પ્રભાત.
માલકંસનો ષડજગૃહ, ઓડવ વિધીથી ગાય;
શરદરાત્રિ ચોથે પ્રહર, સુણિ હર્ષે યદુરાય.
શડજ ગૃહ સગમધનિ, ઓડવ જાત હિંડોળ;
દીન વસંતના પ્રથમ પ્રહર, સુણી ડોલે ગતી લોલ.
શડજ ગૃહા સરિગમપધનિ, સંપૂરણ સ્વર જાતી;
દીપકથી દીપ પ્રજ્વળે, ઋતુ હેમંત મધરાતી.
શડજ ગૃહા સરિગમપધનિ, સંપૂરણ સ્વર ભાગ;
દીવસે પ્રથમ પ્રહર ગવાય, નટ નારાયણ રાગ.
ઓડવ જાતિ નિખાદ ગૃહ, નિસગમપ અભિરામ;
કેદારો હેમંત રાત્રિમાં, પ્રહર બીજો ધામ.
સંપૂરણ છે નિખાદ ગૃહ, નિસરિગમપધ જાણ;
હેમંત રાત્રી કાનડ સ્વરને, બીજે પ્રહર વખાણ.
શડજ ગૃહ સરિગમપધનિ, સંપુરણ શ્રીરાગ;
શિશિર દિવસના અંત સમે, વધે છે જે અનુરાગ.
શડજ ગૃહ સરિગમપધનિ, સંપૂરણ સ્વર થાય;
શિશિર દિવસ ચોથે પ્રહર, માલવ રાગ ગવાય.
શડજ ગૃહ સરિગમપધનિ સપ્ત સ્વરોનો રાગ;
દિવસ વસંતના પ્રથમ પ્રહર, ગવાયે વસંત રાગ;
મેઘરાગ વર્ષા સમય, પ્રાપ્ત થાય જળધાર;
શડજ ગૃહ સ્વર થાય છે, મેઘ રાગનો સાર.

પ્રથમ પ્રહર દીવસ થતાં, ગાન કરે ધીમાન;
ષડ સ્વર પંચમ વર્જ છે, ગૃહા શડજ અભિધાન.
ગાયે પ્રથમ પ્રહર ગુણિ, પંચમ જેનું નામ;
ઓડવ સ્વર આ રાગમાં, સગમધનિ જાણુ;
શડજ ગૃહ સ્વર થાય છે, સંપૂરણુ સ્વર માન.
શ્યામ રાગ ગાયે ગુણિ, સંધ્યા સમયે ધ્યાન.
શડજ ગૃહ સામંતનો, સંપૂરણુ સ્વર થાય;
એક પ્રહર સુરજ વધે, ગુણિજન તેને ગાય.
મળે નટ્ટ મલ્હારમાં, દેવગિરિનું અંગ;
ગ્રીષ્મ દીવસ બીજે પ્રહર, થાય રાગ સારંગ.
મધ્યમ ગૃહ અલાપ સ્વર, સરિગમપધનિ જાણુ;
સંપુરણુ સ્વર ભૈરવી, ગ્રીષ્મ પ્રભાતે જાણુ.
શડજ ગૃહા સરિગમપધનિ, સંપુરણુ સ્વર ગાય;
ગ્રીષ્મ દીવસ બીજે પ્રહર, વૈરાટી કહેવાય.
મધ્યમ ગૃહ મધુમાધવી, પુરણુ કરીને ગાય;
ગ્રીષ્મ રૂતુ મપધનિગ, શુદ્ધ પ્રભાતે ગાય.
શડજ ગૃહા સરિગમ પધનિ, સંપુરણુ અભીરામ;
ગ્રીષ્મે ગવાય સીંધવી, વાસર ચોથે યામ.
સંપુરણુ સરિગમ પધનિ, શડજ ગૃહા સ્થીરાય;
ગ્રીષ્મે ગવાય પ્રભાતમાં, બંગાલી મન ભાય.
શડજ ગૃહા સરિગમ પધનિ, સમસુર અભિરામ;
ટોડી ગવાય શરદ રૂતુ, દીવસ બીજે યામ.
શડજ ગૃહ સરિગમ પધનિ, ઓડવ, ધ; રિ સ્વરહીન;
શરદ દીવસ ચોથે પ્રહર, ગૌરી ગાય પ્રવીણુ.
શડજ ગૃહા સરિગમ પધનિ, પુર્ણ જાતી કહેવાય;
શરદ દીવસના પ્રથમ પ્રહર, ગુણિ ગુણકલી ગાય.
ધૈવત ગૃહ કર નાટનો, ષટ સ્વર ષાડવ જાત;
પનિસરિગમથી ગાઇયેં, શરદ પ્રથમની રાત.
ધૈવત ગૃહ ધનિ સરિગમપ, પુરણુ જાત વખાણુ;
શરદ રાત્ર ચોથે પ્રહર, કુકુભ રાગણી જાણુ.
શડજ ગૃહ સરિગમ પધનિ, સંમ્પુરણુ સ્વર જાણુ;
રૂતુ વસંતના પ્રથમ પ્રહર, વિહારણી દીન પ્રમાણુ.
શડજ ગૃહ સગમધનિ ઓડવ, રિ, પ, વિણુ ગાય;

લલીત રાગણિ પ્રાતઃસમે, ૠતુ વસંત સુખ થાય.
ધૈવત ગૃહ ધનિસરિગમપ, સંપુરણ દરશાય;
ૠતુ વસંત પ્રથમ પ્રહર, પ્રાતઃસમે ગવાય.
પંચમ ગૃહ જે સપ્તસ્વર, પધની સરિગમ જાણ;
ૠતુ વસંત પટ મંજરી, રાત્રી મધ્ય પ્રમાણ.
ઋષભ ગૃહ રીગમ પધનિ, શાડવ સ્વરને ગોત;
હેમંત દીન બીજે પ્રહર, દેશી રાગણિ હોત.
ગૃહ ગંધાર સરિગમ પધનિ, સંપૂરણ સ્વર જાણ:
પ્રહર દ્વિતિય હેમંત ઉદય, કામોદી પીછાણ.
મધ્યમ ગૃહ સરિગમ પધ, સ્વર ષાડવ ગનિ હીન,
બીજે પ્રહર વિજયરાજ, શિશિર દિવસ પ્રવીણ.
નિષાદ ગૃહ સ્વર જાણવો, સપ્ત સૂર મન માન;
શિશિર દીન ત્રીજે પ્રહર, મુલતાની કર ધ્યાન.
ધૈવત ગૃહ ધસરી મપ, સ્વર ઔડવ ત્રણ ગ્રામ;
શિશિર દિવસ આસાવરી, દ્વિતિય પ્રહર જે ધામ.
શડજ ગૃહા સરિગમ પધનિ, સંપૂર્ણ સ્વર જાત;
સુઘર ટંક વર્ષા સમે, ગવાય છે મધરાત.
ધૈવત ગૃહ જે ધનિગમપ, શડજ ઋષભ સ્વર વીણ,
ઔડવ વર્ષા પ્રાતમાં, મલ્હારીજ પ્રવીણ
સંપૂર્ણ તે શડજ ગૃહ, સપ્ત સૂર ગણી જાય;
વર્ષા દિવસે પ્રથમ પ્રહર, ગુણિ ગુર્જરી ગાય.
શડજ ગૃહા સરિગમ પધનિ, સ્વર સંપૂર્ણ થાય;
પ્રથમ પ્રહરમાં નિશિ સમે, શંકર સ્વર પ્રગટાય.
શડજ ગૃહા સરિગમ પધનિ, સંપૂર્ણ દેખાય;
વર્ષા દીનના પ્રથમ પ્રહર, દેશકાર ગવાય.
શડજ ગૃહા સરિગમ પધનિ, સપ્ત સુર ધરિ ધ્યાન;
છાયા નારી દીવસના, તૃતિય પ્રહર સન્માન.
પંચમ ગૃહ તે સાવેરી, ષટ સ્વર શાડવ ધામ;
ઋષભ વિના ગવાય જે, દ્વિતિય પ્રહર સુખ ધામ.
ઓડવ ધૈવત ગૃહ સ્વર, રિ, પ, વીણ કર ગાન;
દ્વિતિય પ્રહર મધ રાતના, થાય સોહની માન.
ઋષભ ગૃહ રિ, ધ, કોમલા, પૂરણ તેને ગોત;
ગોરી ગવાય રાગણિ, પ્રથમ પ્રહર સ્વર હોત.

મધ્ય ગૃહ મપધનિસરિગ, સંપૂરણ સ્વર તાન;
દ્વિતિય પ્રહરના ઉદયમાં, નારી નાટીકા માન.
ધૈવત ગૃહ જે ધનિસગમ, ઓડવરીપ સ્વર વીણ;
ત્રીજે પ્રહરે ગાઇયે, ત્રિવેણી વીર હીણ.
શડજ ગૃહા સપ્ત સ્વર, દેશીમાંઝ મળી જાય;
પ્રહર એક દીવસ ચડે, જૈતશ્રી સ્વર થાય.
ધૈવત ગૃહ વિભાસનો, સંમ્પૂર્ણ છે જાણ;
પ્રભાતમાં ગાયે ગુણી, સાત સુર પ્રમાણ.
શડજ ગૃહા સરિગમ પધનિ, સંપૂરણ સ્વર સાત;
કલ્યાણી બર નારીએ, ગાયે ગુણી પ્રભાત.
મળે પરસ્પર આવીને, સર્વ રાગના રૂપ;
તે સમજો સ્વર ભેદથી, થાય અનેક સ્વરૂપ.
મળે રાગ સારંગમાં, ગોડીનું સહુ અંગ;
બેઉ એક આલાપથી, થાય ગોડ સારંગ.
કેદારો મધુ માધવી, સમ સરસ્વતી આવી;
મળે શંકરા ભરણ તો, માલશ્રી સ્વર લાવી.
દેશકાર બીલાવલી, જૈતશ્રી સ્વર ધામ;
વૈરાટી મેલાપથી, ધવલાશ્રી જે નામ.
જૈતશ્રી મારૂ મળે, વળી ગોરી દેખાય;
ધનાંક્ષરી તે જાણીયે, સમ ત્રણ સ્વરથી ગાય.
ધનાંક્ષરિ અને પૂરવી, મળે શુદ્ધ નટ માન;
એક રસ કરી ગાઇયે, ભીમપલાસી ધ્યાન;
નટ નારાયણ જોઇયેં, જૈતશ્રી સમભાગ.
મળે શંકરા ભરણ તો, થાય સરસ્વતી રાગ;
સિંન્ધુ અને બડ હંસ મળે, સાવેરી વળી જાણ.
સાવેરીમાં ધનાંક્ષરી, કુંભારી પીછાણ;
ગોરી નટ મારૂ મળે, સાવેરી રાગણિ સાથ;
તે છે પહાડી રાગણી, ગાયે ગોરક્ષનાથ.
મારૂ રાગ ધનાંક્ષરી, ચૈતી ગોરી અંશ;
મળે પહાડી આવીને, થાય રાગ બડ હંસ.
બહુરિ રાગ કેદારમાં, મળે પહાડી માંય;
લંક દહન તેને કહે, ગુણિ કલાવંત ગાય.
લંક દહન શંકર ભરણ, કંઇક બીલાવલ જાણ;

બહુરિ મળે મધુમાધવી, સુંદર નટ્ટ પીછાણુ.
કેદારા બાગેશ્વરી, મળે પૂરીયા જાણુ;
ગીર મળે મધુ માધવી, નટ કેવળ તે જાણુ.
દેવગીરી અને પુરવી, બેઉ સ્વરો સમ ભાગ;
ગૌરી માંઝી મેળવી, મળતા થાય બીહાગ.
ગૌરી મળે વિભાસને, કહે ત્રીવેણી સોય;
ગૌરી મારૂ જો મળે, પુર્વી રાગણી હોય.
શ્રી રાગ અને મારૂ મળે, મારૂ સ્વર અભિરામ;
નારદ વિણા વાદને, રાજ હંસ છે નામ.
ભૈરવ દેવ ગાંધારને, આસાવરી વખાણુ;
ચતુર્થ પુર્વી મેળવી, ચોરા અષ્ટક જાણુ.
દેશકાર અને કાન્હરો, જૈત શ્રી અભિરામ;
બહુરિ મળે કલ્યાણ તો, મંગલ અષ્ટક નામ.
જૈત શ્રી અને કાન્હરો, લગીર પુર્વી મળી જાય,
મંગલ અષ્ટક જો મળે, રાગ પુરીયા થાય.
સકલ અંગ સારંગનાં, મળે લલતમાં આવી;
ગૌરી માંઝી મિશ્રણે, ચૈતી ગૌરી કહાવી.
મારૂ ત્રીવેણી પટ હંસીકા, ત્રીતિય રાગ સમતાન;
એ, મનોહર રાગ છે, આપ કહે હનુમાન.
શ્યામ રાગ અને ગુર્જરી, ગૌરી મળે અભિરામ;
ફરો દસ્ત આ રાગને, ગુણી કહે છે નામ.
પ્રથમ રાગ કેદારમાં, કંઈક બિલાવલ થાય;
બહુરિ મળે કલ્યાણ જો, યમન સ્વરો કહેવાય.
મળે શુદ્ધ કલ્યાણમાં, કેદારો સમ રૂપ;
યમન બહુરિ મીલાપથી, થાય હમીર અનુપ.
મળે રાગ કેદારમાં, રાગ બિલાવલ આવી;
એહ શંકરાભરણ છે, જે શંકરને સુખદાઈ.
ફરો દસ્ત અને કાન્હરો, મળે ગૌડ સામંત;
સ્વરો મિશ્ર કરી ગવાય તો, ભૂપાલી સુખનંત.
ધનાંક્ષરી અને કાન્હરો, ભૂપાલી સમ તોલ;
સ્વર બાગે સર વખાણીયે, ઉપજે સુખ અણુમોલ.
મળે મલારે કાન્હરો, લગીર અહિરિ માંય;
ત્રીતિય રાગ આલાપથી, રાગ અડાણો થાય.

ટોડીને આશાવરી, મારૂ રાગ અનુપ;
લગીર ભૈરવી મેળવી, એમ પરજ સુખ રૂપ.
બંગાલી ને ભૈરવી, વળી ગુર્જરી હોય;
પંચમ ને ગાંધાર મળે, સોરઠ કહીયે સોય.
સોરઠ માંઝી ધનાંક્ષરી, કંઈક બીલાવલ માંય;
જયજયવંતી જાણીયે, ગુણીજન વદન વદાય.
મળે શુદ્ધ માલશ્રી, સુંદીર રાગ મલ્હાર;
કહીયે ત ખંબાવતી, સર્વ રાગનો સાર.
મારૂ રાગ ધનાંક્ષરી ધવલાશ્રી સુખદાય;
કુંભારી ચોથી મળે, પટ્ હંસીકા ગણાય.
શ્રી રાગ અને કાનરો, ભૈરવ રાગ વખાણુ;
બહુરિ સારંગને મળે, ટંક રાગણિ જાણુ.
માલશ્રી મલ્હારને, મળે શુદ્ધ જો નટ્ટ;
કહેવાયે પ્રીય માધવી, ગુણી કલાવત ભટ.
ભીમ પલાસી લલતમાં, ભૈરવ રાગ ભળાય;
સ્વરો મિશ્ર કરી ગવાય તો, રામકલી દરશાય.
રામકલીમાં જો મળે, ગૌડ અડાણો જોય;
હરસિંગાર તેને કહી, ગુણી કલાવત હોય.
મળે ગૌડ આશાવરી, બહુરિ ગુર્જરી જોય;
ત્રીતીય રાગના મિશ્રણે, ગોડકેલી તે હોય.
દેશી ટોડીલલત મળે, દેશ કારનુ રૂપ;
દેશકાર ટોડી મળે, કૌશીક થાય અનુંપ.
જૈતશ્રીને પુરવી, મળે રાગ સારંગ;
મિશ્ર ત્રીતીયથી જાણીયે, દેવગીરીનું અંગ.
સીંદુરાના સ્વર મળે, નારી ભૈરવી માંહી;
સીંધ ભૈરવી તે કહે ગુણીજન લે અજમાવી.
રાગ બીહાગ ખબાવતી, ચાલે મળીને સંગ;
ખમાજ, બીહાગ એમ થાય છે, ગુણીજન સુખતરંગ.
અનન્ત રાગ અને રાગણિ, ઈશ્વર કૃપા પ્રકાશ;
તમાં કાંઈ ન મંદમતી, રચે જીવ સુખ આશ.



श्रीगुरु माणीक प्रभु प्रसन्न.

# ग्रंथारम्भ.

આ ગ્રંથનો આધાર સંસ્કૃત ગ્રંથ "સંગીત રત્નાકર" "સંગીત દર્પણ" "સુભાષિત સારંગધર"નાં આધારે જ કરેલો છે, આ જોવાથી, વાંચવાથી અને મનન કરવાથી, સશાસ્ત્ર બોધ થઈ, સંગીત જ્ઞાનને પ્રાપ્ત કરી શકાય છે, અને સંગીત જ્ઞાનની મહત્તા શું છે; અને સંગીત રચના શીરીતે સમાધાનકારક થઈ છે; તે સમજવા ઉત્તમ સાધન આ ગ્રંથ થઈ પડશે.

શ્રીગણેશાય નમઃ અવિઘ્નમસ્તુ.

શ્રીમદનંત શયન હો, નમન કરી ગાન તાલ પ્રકાશ એવા:
કરૂં છું જગતને તત્વ જ્ઞાન, આપવા રાત્રે ચંદ્ર જેવો.

પ્રથમ ગાયનમાં પદ અર્થ કેટલા છે; તે સમજવા માટે આર્યાવૃત્તથી અનુક્રમ કર્યો છે; તે નિચે લખેલ છે, તે વાંચી સમજી લ્યો.

આર્યા.

સ્વર સાત ગ્રામત્રય. એકવીસ તેમ મૂર્છના થાએ:
બાવીસ શ્રુતિ ભેદથી રાગ બને, રાગણિયો તેમ બહુ થાએ.
ષડજ ઋષભ ગાંધાર મધ્યમ, પંચમને ધૈવત નિષાદ:
સા, મ, નિ, એ ગ્રામ છે. ગંધાર ગ્રામ સ્વર જન સુખદ.

ષડજ ચાર શ્રુતિ, ઋષભ ત્રણ શ્રુતિ, ગંધાર બે શ્રુતિ, મધ્યમ ચાર શ્રુતિ, પંચમને, સા, સંપૂર્ણ રહે.

ધૈવત ત્રણ શ્રુતિ, નિષાદ બે શ્રુતિ, એ પ્રમાણે બાવીશ શ્રુતિ થાય છે. ઓછા વધતા પ્રમાણથી સારા રાગ બને છે.

જેના અડધા ભાગે શબ્દશ્રુતિ ખરજ થાય, તે સાચો 'છ" સ્થાને સ્પર્શ કરીને જે શબ્દ થાય તે ષડજ ખરો ગણાય (શડજ મોર વાણી, ઋષભ બળદ વાણી, ગાંધાર બોકડાની વાણી, મધ્યમ ક્રૌંચ વાણી, પંચમ કોકીલ વાણી, ધૈવત અશ્વ વાણી, નિષાદ હાથીની વાણી,) આ ભેદ વ્યવહારમાં જાણવા માટે છે.

યદુક્તં બ્રહ્મણઃ સ્થાનં, બ્રહ્મ ગ્રંથીશ્ચયોમતઃ:
તન્મધ્યે સંસ્થિતઃ પ્રાણઃ, પ્રાણાદવન્હિ સમુદ્ભવઃ.

**અર્થઃ**—બ્રહ્મસ્થાન એટલે આકાશ કે જેને સ્થિતી છે તેને "બ્રહ્મગ્રંથી' એમ નામ છે, તેમાં હૃદયમાં પ્રાણ વાયુ રહે છે.

વન્હિ મારૂત સંયોગા, નાદઃ સમ પુજાયતે;
નનાદેન વિના ગીતં, નના દેન વિના સ્વરઃ

**અર્થ:**—આત્મા બુદ્ધિવડે પદાર્થ લઈ મનને ગતી આપે છે, તે વાયુ છાતીમાં પ્રવેશ કરે છે, મંદ્ર એટલે નાભ સ્થાનમાં સ્વર ઉત્પન્ન કરે છે. નાદ વિના ગીત પણ નહી અને સ્વર પણ નહીં.

**સ્વર.**

અ, ઈ, ઉ, ઋ, લુ, એ, ઐ, ઓ, ઔ, ( અ થી ઔ સુધી જે, તે સ્વર કહેવાય છે. )

નિરંતરાઃ કૃમસ્થાશ્ચ, હ્રસ્વ દીર્ઘ પ્લુતાસ્ત્રયઃ
ઉંકાલે કુકુટ રૂતૌ, દ્રશ્યંતે ઇત્યુકાલગીઃ

**અર્થ:**—સવારનાં પહોરમાં મરઘડો બોલે છે, તે શબ્દ કુ કૂ કૂં એવો થાય છે, તે શબ્દ ઉપર પાણિની ઋષિએ દરેક સ્વર ઉપર " હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, એવી ત્રણ પ્રકારની સંજ્ઞા કરી છે.

"હ્રસ્વ" અ, ઈ, ઉ, ઋ, લુ, ( હ્રસ્વ અક્ષરની એક માત્રા જાણવી. )

| | | | | |
|---|---|---|---|---|
| અ આ | ઈ ઈ | ઉ ઉ | ઋ ઋ | આ દીર્ઘ અક્ષરોની |
| આ | ઈ | ઊ | ૠ | બે માત્રા જાણવી. |

| | | | | |
|---|---|---|---|---|
| એક સાથે બે અક્ષરો જેમ કે | અ ઈ | અ ઉ | અ એ | અ ઓ |
| આ અક્ષરોની પણ બે માત્રા. | એ | ઓ | ઐ | ઔ |

અ અ આ

આવા ત્રણ અકારનું પ્રમાણ "પ્લુત"ની ત્રણ માત્રા જાણવી, વળી હ્રસ્વથી આગળ અનુસ્વર વિસર્ગ એમની એક માત્રા સમજવી.

**વ્યંજન સમજ.**

હ્ ય્ વ્ ર્ ઞ મ્ ઙ્ ન્ ઝ ભ્ ઘ્ ઢ ધ્ ખ્ ફ્ છ્ ઠ્ થ્ ચ્ ટ્ ત્ ક્ પ્ ચ્ શ્ ષ્ સ્.

"હ્" અક્ષરથી "સ" સુધી વર્ણ અથવા વ્યંજન સંજ્ઞા, જે વ્યંજનને સ્વર મળે, તો તે અક્ષર વ્યંજન સાથેજ છે. સ્વર છે, એવી શંકા ન રાખવી.

**વર્ણ ઉચ્ચાર શી રીતે કરવા તેના સ્થાન.**

| | |
|---|---|
| અ, ક, ખ, ગ, ઘ, ઙ, | એમનું કંઠ સ્થાન સમજવું. |
| ઇ, ચ, છ, જ, ઝ, ય, શ, | એમનું તાળુ સ્થાન સમજવું. |
| ઋ, ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, | એમનું મુર્ધા સ્થાન સમજવું. |

| | |
|---|---|
| લ્રુ, ત, થ, દ, ધ, ન, લ, સ, | એમનું દત સ્થાન સમજવું. |
| ઉ, પ, ફ, બ, ભ, મ, | એમનું ઓષ્ટ સ્થાન સમજવું. |
| ઞ, મ, ઙ, ણ, ન, | એમનુ નાસિકાસ્થાન સમજવું. |
| વ, ... .... .... .... .... .... | એમનું દંત અને ઓષ્ટસ્થાન સમજવું. |
| એ, ઐ, | એમનું કંઠ અને તાળુ સ્થાન સમજવું. |
| ઓ, ઔ, | એમનું કંઠ અને ઓષ્ટ સ્થાન સમજવું. |

સામવેદાત્સ્વરા જાતા, સ્વરેભ્યો ગ્રામ સંભવઃ
ગ્રામેભ્યો જાતયો જાતા, જાતિભ્યો રાગ સંભવઃ.

**અર્થ**:—સામવેદથી સ્વર ઉત્પન્ન થયા તેમાં ત્રણ ગ્રામ, ગ્રામોથી અનેક જાતી અને જાતિભેદથી ભૈરવ વિગેરે રાગ થયા.

સપ્ત સ્વરાસ્ત્રયો ગ્રામા, મૂર્છના^ચૈક વિંશતીઃ;
દ્વાવિંશતીશ્ચ શ્રુતય, એતેભ્યો રાગ સંભવઃ.

સાત સ્વર, ત્રણ ગ્રામ, એકવીસ મૂર્છના, બાવીસ શ્રુતિ, એનાથી અનેક રાગ રાગણિયો થાય છે.

શ્રુત્યં નંતર ભાવીયઃ શબ્દોનુરણ નાત્મકઃ
સ્વરા રંજયતિ શ્રોતુશ્ચિતં "સ" સ્વર ઉચ્યતેઃ
પ્રથમ શ્રવણાચ્છબ્દઃ શ્રુયતે હ્રસ્વ માત્રકઃ
સાશ્રુતિ સં પરિજ્ઞેયા સ્વરાવયવ લક્ષણા
શ્રુતિભ્યઃ સ્યુઃ સ્વરાઃ ષડજર્ષભ ગાંધાર મધ્યમાઃ
પંચમો ધૈવશ્ચાથ નિષાદ ઇતિ સપ્તતે
તેષાં સંજ્ઞાઃ સરિગમ પધનીત્ય પરામતાઃ

**સ રિ ગ મ પ ધ નિ**

"સ" ઈત્યાદિ વ્યંજન શિવાય પ્રથમ હ્રસ્વ માત્ર "ક" એટલે લઘુસંજ્ઞક, "અ" અથવા "ઈ" "ઉ" ઈત્યાદિ જે શબ્દ સંભળાય છે, તેને શ્રુતિ એવી સંજ્ઞા છે, તે શ્રુતિનો અનંતર અનુરણનાત્મક એટલે "નાદ" જે ધ્વનિ, તે આ શાસ્ત્રમાંનો સ્વર, અકાર રૂપ વડે સ્પષ્ટ થાય છે, શ્રુતિ એટલે સ્વર છે, જેનાં અવયવો તે સ્વર, ષડજાદી ભેદો વડે સાચા થાય છે, ષડજાદી એ સંજ્ઞા તેને છે, તો એ સંજ્ઞાથી "સરિગમ પધનિ" એ બોધ થવા માટે સ્વરો જાણી લેવા; સુરાવટ જે રાગની હોય, તે રાગની ચીજપરથી સમજી શકાશે.

## ત્રયગ્રામ વિચાર.

ત્રણ ગ્રામનો ત્રિવિધ ભેદ જણાય છે, એક શાસ્ત્રિય, બીજો લૌકિક, ત્રીજો કાલ્પનિક, તે જુઓ.

ષડ્જાદયઃ સ્વરાઃ સપ્ત ગ્રામ્યોચ ષડજ મધ્યમૌ
કેચિદ ગાંધારમપ્યાહુઃ સતુને હસ્તિ ભૂતલે.

**અર્થઃ**—પ્રસ્તુત શાસ્ત્ર ક્રમ પરથી પ્રસ્તુત બે ગ્રામજ પ્રસિદ્ધ છે, પણ ત્રણ ગ્રામ કહેવાની રૂઢિ છે. ગ્રામ એટલે ત્રણ ઠેકાણે ઉભા રહેવાનું સ્થાન, આદિ, મધ્ય, અવસાન, સા, મ, નિ, આ નિયમ લોક રૂઢિમાં દેખાય છે.

| આદિ ગ્રામ | મધ્ય ગ્રામ. | અવસાન ગ્રામ. |
|---|---|---|
| સરિગ | મ પ ધ | નિ |

**અર્થઃ**—ષડજ, રૂષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ સા, મ, નિ, એ ગ્રામ ( ગંધાર પણ ગ્રામ કહેવાય છે. )

પડજ ગ્રામો ભવેદાદો, મધ્યમ ગ્રામ એ વચઃ
ગાંધાર ગ્રામ ઇત્યે, તદભામ ત્રય મુદાહુતં.
યથા કુટુંમ્બીનઃ સર્વેપ્યેકી ભૂતા ભવંતિ હિ;
તથા સ્વરાણાં સંદાહો, ગ્રામ ઇત્યભિ ધીયતે.

**અર્થઃ**—ષડજ અને મધ્યમ, એ બંન્ને ગ્રામ પ્રસિદ્ધ છે, પણ સરિગમ પધનિસ, એવા સમુહમાંના ષડજ બે મધ્યમ એક મળી ત્રણ ગ્રામ કાલ્પનિક ભેદથી, છે તેથીજ સ્વર લગાડવાની રીત “ સરિગમપધનિસ ” આ દુનિયામાં ચાલુ છે; એ ઉપરથી, સપ્ત સ્વર, ત્રણ ગ્રામ એ ભાગ, ધ્રુવ પદ વિગેરેમાં વર્ણન કરે છે; એકંદર સપ્ત સૂર, છેલ્લા શડજ વગર કહેવા, એ ઉત્તમ છે.

ક્રમાત્સ્વરાણા, સપ્તા નામારોહ શ્ચાવરોત્પણં;
મૂર્છને ત્યુચ્યતે, ગ્રામ સ્થાએતાઃ સત સપ્તચ.
ગ્રામ ત્રયેપિ પ્રત્યેકં, મૂર્છના સત સપ્તચ.

**અર્થઃ**—ક્રમે કરી સાત સૂર ચઢાવવા, અને ઉતરવા, એને મૂર્છના કહેવાય છે; દરેક સૂરમાં ત્રણ ત્રણ મૂર્છના, એટલે સાત તરી એકવીસ, એ સમજવા માટે, સ્વરોના અંશ કરી, અંશ ભાગથી રાગ અને રાગણિયો સિદ્ધ થાય છે. “ સરિગમપધનિ ” “ સરિગમપધનિ ” “ સરિગમપધનિ ” તાન સપ્તકનાં નિયમથી, એકવિસ મૂર્છના, એટલે એક ભાગે ચઢવું અને ઉતરવું ( દાખલો ) દાદરનાં પગથીયાં ચડવા અને ઉતરવા તેજ મૂર્છના, એ સંજ્ઞા,

ચતુશ્રુતિ સ્ત્રી શ્રુતિશ્ચ, દ્વિશ્રુતિશ્ચ ચતુશ્રુતિ;
ચતુશ્રુતિ ત્રિશ્રુતિ દ્વિશ્રુતિ શ્ચૈતિતે સ્વ;
ચતુશ્ચ તુશ્ચતુશ્ચૈવ ષડજ મધ્યમ પંચમા;
દ્વે દ્વે નિષાદ ગાંધારો ત્રિ ઋષભ ધૈવતૌ.

**અર્થઃ**—ષડજની ચાર શ્રુતિ, રૂષભની ત્રણ શ્રુતિ, ગાંધારની બે શ્રુતિ, મધ્યમની ચાર શ્રુતિ, પંચમને, સા, કાયમ ધૈવતની ત્રણ શ્રુતિ, નિષાદની બે તિ, એનાં આધારેજ રાગ અને રાગણિયો થાય છે.

## શ્રુતિ જોવાનો કોઠો.

| ષડજ | ઋષભ | ગાંધાર | મધ્યમ | પંચમ | ધૈવત | નિષાદ |
|---|---|---|---|---|---|---|
| ૪ | ૩ | ૨ | ૪ | ૪ | ૩ | ૨ |
| શ્રુતિ | શ્રુતિ | શ્રુતિ | શ્રુતિ | શ્રુતિ | શ્રુતિ | શ્રુતિ |
| સ અ અ | રિ ઇ ઇ | ગઅઅ | મઅઅઅ | પઅઅઅ | ધઅઅઅ | નિ ઈ ઈ |
| અ અ | ઈ | | અ | અ | | |
| મૂર્છના | મૂર્છના | મૂર્છના | મૂર્છના | મૂર્છના | મૂર્છના | મૂર્છના |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| સ ।।।। | રિ ।।। | ગ ।। | મ ।।।। | પ ।।।। | ધ ।।। | નિ ।। |
| ૪ | ૩ | ૨ | ૪ | ૪ | ૩ | ૨ |

દરેક સ્વરને ત્રણત્રણ મૂર્છના એટલે સાતતરી એકવીસ ત્રણ મૂર્છનારૂપ સહિત, સ્વરનાં ચાર અંશ કલ્પિત થાય છે, અથવા દરેક સ્વરને એક મૂર્છના ત્રણ સપ્ત કમળી એકવિસ મૂછના એ પણ એક મત છે,

"સ" સ્વરની ચાર શ્રુતિ લઇ કંપિત ધર્મવાનું જે, તે મૂર્છના તેની સમાપ્તિ માટે "રિ" એ સ્વર આગળ એવાજ ક્રમથી સાત સૂર લગાડવા.

ષડજર્ષભકગાંધાર મધ્યમ પંચમ ધૈવતાઃ ।
નિષાદશ્ચેત્યમી સપ્ત તંત્રીકંઠોત્થિતાઃ સ્વરાઃ ।।

| નામ, | ષડજ | રૂષભ | ગાંધાર | મધ્યમ | પંચમ | ધૈવત | નિષાદ |
|---|---|---|---|---|---|---|---|
| અન્વર્થ | સ | રિ | ગ | મ | પ | ધ | નિ |

ષડજાદિ પદ થકી, સરિ ઈત્યાદિ સંજ્ઞાથી કાંઈ અક્ષરો એક સરખા, જેમ સ રિ માં આગળ આવે છે, તે પાંચ સ્વર પૂર્વ અવયવ, ગ મ પ ધ નિ એવી સંજ્ઞા માટે યોજના કરી તેથી અન્વર્થ સમજવા.

॥ ષડજ યો જાતઃ ષડ્જઃ ॥

અર્થ:—છ સ્વરોથી ઉત્પન્ન થાય છે, માટે તેનું નામ ષડ્ એ સંજ્ઞા "તે સ" લોક રૂઢીમાં કયાં રહે છે તેનું પ્રમાણ.

ષડ્જં વદેન્મયુરો હિ રૂષભં ચાતકો વદેત્ ।
અજા વિક્રૌંચ ગાંધારં ક્રૌંચો વદતિ મધ્યમં ॥
પુષ્પ સાધારણે કાલે કોકિલઃ પંચમ વદેત્ ।
અશ્વસ્તુ ધૈવતેરોતિ નિશાદંરૌ તિ કુંજરઃ ॥

નાસાકંઠ મુરસ્તાલુ જીવ્હા દંતાશ્ચ સંસ્પૃશન્ ।
ષડ્જયઃ સંજાયતે યસ્માત્તસ્માત્ષડજઈતિ સ્મૃતઃ ॥

**અર્થ:**—જે ગાયક તેના મુખ્ય સ્વરથી, છ ઠેકાણે સ્પર્શ થયાથી જે થયો તે ષડજ મોર વાણી જાણવી. ગાયકના નાભી સ્થાન પાસ, નાદ થઈ ચોખો તા થતો નથી. તેને લોકો ખરજ કહે છે. તે ખરજથી છ સ્થાનને સ્પર્શ કરી થાય તેને મયુરી દ્રષ્ટ છે. શાસ્ત્રીય ષડજ એવી સંજ્ઞા તો નિ ધ પ મ ગ રિ સા, આ અવળા ક્રમથી, ષડજ તો પૂર્વે "સ"નેજ જાણવો, ખર શબ્દ "સા" દેખાય છે, તેથીજ ખરજ.

આર્યા.

જેનાન અધો ભાગે સ્વર શ્રુતિ ખરજ હોય તે સાચ;
ષટ સ્થાન સ્પર્શનોથી થાય જે શબ્દ ષડજ તે સાચ.
ઋષભ ચાતકો વદેત્ રૂષતિ બલીવર્દ શબ્દ સા દ્રશ્યં
કરોતિ ઋષભઃ.

**અર્થ:**—બળદના સુર પ્રમાણે જે શબ્દ ઉચ્ચાર થાય છે, તે, અગર ચાતક પક્ષી પ્રમાણે જે શબ્દ થાય છે, તેથીજ ઋષભ "રિ" અક્ષરની યોજના કરી છે.

ગાંધાર દેશે ભવો ગાંધાર અવિજાકૌંચ ગાંધારં;

**અર્થ:**—બોકડી અથવા બોકડા જેવો જે શબ્દ, તેજ ગાંધાર છે એમ સમજવું.

ક્રૌચો વદતિ મધ્યંમ મધ્યે ભવો મધ્યમઃ,
તદ્દદેવોત્થિતોવાર્યુરૂરઃ કંઠ સમાહતઃ;
નાભિં પ્રાપ્તો મહા નાદો મધ્યસ્થ ન ચ મધ્યમઃ.

અર્થ—ત્રણ સ્વરનાં વચમાંનો જે સ્વર તે મધ્યમ અથવા હ્રુદય મધ્યના ઠેકાણે થાય છે, તેથીજ તે મધ્યમ કહેવાય છે. ક્રૌંચ પક્ષી બોલે છે, તેમજ તેનો શબ્દ નદીના કીનારાપર સંભળાય છે.

પુષ્પ સાધારણે કાલે કોકીલઃ પંચમં વદેત્;
પંચાનાં પૂરણઃ પંચમઃ;
સમુદગતો મહાનાભે રૂરો હત્કંઠ મૂર્ધસૂ.
વિરચંન્યંચમ સ્થાનં પ્રાતઃ પંચમ ઉચ્યતે.

અર્થઃ—પુષ્પ એટલે "ફૂલ" જે સમયમાં થાય છે તે સમયે જે મધુર પંચમ શબ્દ થાય છે, તેને કોકીલ વાણી પંચમ કહેવાય છે, નાભી છાતી હ્રુદય કંઠ, મસ્તક એવા પાંચ ઠેકાણે ફરિ જે શબ્દ થાય છે, તેજ પંચમ ( પાંચ સ્થાનને પૂર્ણ કરનાર તેથીજ પંચમ કહેવાય છે. )

અશ્વસ્તુ ધૈવતેરાતિ ધીમતામય ધૈવતઃ ધીમતા મયં ધૈવત્ઃ

અર્થઃ—ઘોડાનો ખોંખારો તેજ ધૈવત, ધૈવત્ લગાડી અનુભવ લેવો એ બુદ્ધિમાનોનું કાર્ય છે.

નિષાદં રાતિ કુંજરઃ નિષદતિમનો અસ્મિન્નિતિ નિષાદઃ

અર્થઃ—સ્વર સમાપ્તિ સમયે જે મનની સ્થિતિ રહે છે તેજ નિષાદ, હાથીનો શબ્દ સમજવો.

નાભિ સ્થાને ભવેત્ ષડજો નાસિકાયાં તથર્ષભઃ
ગાંધારશ્ચ કપોલે સ્યાત્ હૃદયે મધ્મઃ સ્મૃતઃ
ગ્રીવાયાં પંચમો જાતઃ કપાલે ધૈવત્ સ્તથાઃ
તાલુ સ્થાને નિષાદશ્ચ સ્વર વ્યુહ પ્રદર્શિતઃ

**અનુભવિક ઉત્પત્તિ સ્થાન જાણવા માટે છે.**

| | | | | |
|---|---|---|---|---|
| નિષાદ તાળુ સ્થાનમાં થાય છે. | .... | .... | .... | નિ |
| ધૈવત કપાળના મધ્યમાં થાય છે. | .... | .... | .... | ધ |
| રૂષભ નાકમાંથી થાય છે. .... | ... | .... | .... | રિ |
| ગાંધાર ગળામાં થાય છે. .... | ... | .... | .... | ગ |
| પંચમ કંઠ સ્થાનમાંથી થાય છે. | .... | ... | .... | પ |
| મધ્યમ હ્રુદય સ્થાને થાય છે. | .... | .... | .... | મ |
| ષડજ નાભિ સ્થાનમાં થાય છે. | ... | .... | .... | સ |

ઉચ્ચૈર્નિષાદ ગાંધારૌ નીચૈ ઋષભ પંચમૌ:
શેષાસ્તુ સ્વરિતા જ્ઞેયા ષડ્જ મધ્યમ ધૈવતા.

| | | |
|---|---|---|
| સ | સ્વરિત | પ્રથમ ઉદાત શ્રવણ થઈ, પછી અનુદાત શ્રવણ થાય. |
| રિ | અનુદાત્ત | તાળુ સ્થાનમાં વચોવચ જે સ્વર ઉચ્ચાર થાય તે. |
| ગ | ઉદાત્ત | તાળુ સ્થાનના ઉપલા ભાગમાં જે સ્વર ઉચાર તે. |
| મ | સ્વરિત | પ્રથમ ઉદાત શ્રવણ થઈ, પછી અનુદાત શ્રવણ થાય. |
| પ | અનુદાત્ત | તાળુ સ્થાનમાં વચોવચ જે સ્વર ઉચાર થાય, તે. |
| ધ | સ્વરિત | સ્વરિત ૩ — ઉદાત ૨ — અનુદાત ૨ |
| નિ | ઉદાત્ત | સ \| મ \| ધ — ગ \| નિ — પ \| રિ |

પંચમોદર્શ ભોજાતો ગાંધારો ધૈવતા તથા,
નિષાદાન્મધ્યમઃ સ્યાત્પશ્ચનિજા રિપમાં સ્મૃતા.

**અર્થ**:—પંચમથી રૂષભ થાય છે, તેમજ ગાંધારથી ધૈવત, મધ્યમથી નિષાદ પંચમથી રૂષભ થાય છે, એવો અનુભવ લેવો હોય તો, તંબુર, સતાર વિગેરે વાદ્યોમાં સ્પષ્ટ જણાઇ આવશે.

ધૈવતથી ગાંધાર થાય છે, અને નિષાદથી મધ્યમ થાય છે. પહેલા સ્વર મુખ્ય રૂપથી છે, તેજ ઉત્તરોતર દ્રશ્ય થાય છે. “ સ રિ ગ ની ” ઉત્પત્તિનું કારણ “ પ ધ નિ ” થાય છે.

મૂર્છના ત્રિતયંત્યક્તા રૂષભો જાયતે તતઃ
ગાંધારો મૂર્છના ભેદં જનયંન્ પંચમસ્તથા
ત્રિમૂર્છાંતઃ પંચમઃ સ્યાત્ ધૈવતશ્ચ તથા વિધઃ
નિષાદાંશ ત્રયાત્ષડ્જઃ ક્રમાદિત્યેક વિંશતિઃ

પ્રથમનો શડજ, રૂષભનાં ૭ સ્થાનને લઈ જે થાય છે તે ચોખો ષડજ સમજો.

**અર્થ**:—ષડજ રૂષભાદિ ૭ સ્થાનને સ્પર્શ કરી થાય છે, નિષાદ ધૈવતના ત્રણ અંશ લઇ થાય છે, ધૈવત પંચમના ત્રણ અંશ લઇ થાય છે, પંચમ મધ્યમના ત્રણ અંશ લઇ થાય છે, મધ્યમ ગાંધારના ત્રણ અંશ લઈ થાય છે. રૂષભ ષડજની ત્રણ માત્રા જેટલો કાળ લઇ થાય છે, ષડજને એક નાભિ સ્થાન સ્પષ્ટ દેખાડે છે.

જેમ દાદરનાં પગથિયાં ચડાય છે
તેવી રીતે સ્વરને ક્રમે કરી
એક એક ચડાવાનો છે.

સ | રિ | ગ | મ | પ | ધ | નિ

આ માર્ગ સહેલો નથી,
ત્રણ માત્રા સમજી ત્રણ
મૂર્છના, ત્રણ સંખ્યા એકજ
છે, પણ રસ્તો એજ સમજવો.

ભૈરવઃ પંચમો નાટો મલ્હારો ગૌડ માલવઃ
દેશાખ૪ચેતિ ષટ્રાગાઃ પ્રોચ્યંતે લોક વિશ્રુતાઃ

**છ રાગનાં નામ.**

ભૈરવ, પંચમ, નાટ, મલ્હાર, ગૌડ માલવ, દેશાખ.

બંગાલી ગુણ કરી મધ્યમાદી વસંતકઃ
ધન્યશ્રીશ્ચ પંચતે રાગા ભૈરવ સંશ્રયાઃ

અર્થ—બંગાલી૧ ગુણકરી૨ મધ્યમાદી૩ વસંત૪ ધન્યાશ્રી૫.

લલતો ગુર્જરી દેશી વરાટી રામ કૃતથા,
મતા રાગાર્ણવે રાગા પંચૈતે પંચમાશ્રયા.

**પંચમના આશ્રે રહેલા રાગ.**

લલત૧ ગુજરી૨ દેશી૩ વરાટી૪ રામકૃત૫.

નટ નારાયણઃ પૂર્વ ગાંધારઃ સાગલસ્તથા,
કેદાર કર્નાટૌ પંચૈ તે નાટ સંશ્રયા.

**નાટના આશ્રયે.**

નટનારાયણ૧ ગાંધાર૨ સાગલ૩ કેદાર૪ કર્નાટ૫.

મેઘ મલ્હારિકા માલકોશિકઃ પ્રતિ મંજરી,
અસાવરિ પંચૈ તે રાગા મલ્હાર સંશ્રયા.

**મલ્હારના આશ્રયે.**

મેઘમલ્હારિકા૧ માલકંસ૨ પ્રતિ મંજરી૩ કૌશિક૪ આસાવરી૫.

હિંડોલ સ્રિગુણા વાલી ગૌડી કોલાહલ સ્તથા,
પંચૈ તે ગૌડનામાન રાગ માશ્રિત્ય સંશ્રિતા.

### ગૌડ માલવના આશ્રયે.

હિંડોલ૧ ત્રીગુણા૨ ધાલી૩ ગૌડી૪ કોલાહલ૫.

ભૌપાલી હરિપાલશ્ચ કામોદી ઘોરણીં સ્તથા,
વેલાવલી ચ પંચૈ તે રાગા દેશાખ સંશ્રયા.

### દેશાખના આશ્રયે.

ભોપાલી૧ હરિપાલ૨ કામોદી૩ ઘોરણી૪ વેલાવલી૫.

### રાગ પરિવાર કોષ્ટક.

| ભૈરવ | પંચમ | નાટ | મલ્હાર | ગૌડમાલવ | દેશાખ |
|---|---|---|---|---|---|
| બંગાલી | લલત | નટનારાયણ | મેઘ મલ્હારિકા | હિંડોલ | ભોપાલી |
| ગુણકરિ | ગુર્જરી | ગાંધાર | માલકંસ | ત્રિગુણા | હરિપાલ |
| મધ્યમાદી | દશી | સાગલ | કૌશિક | ધાલી | કામોદી |
| વસંત | વરાટી, | કેદાર | પ્રતિમંજરી | કોલાહલ | ઘોરણીં |
| ધન્યાશ્રી | રામકૃત | કર્નાટ | અસાવરી | ગૌડી | વેલાવલી |

અન્યે ચ બહવો રાગા જાતા દેશ વિશેષતઃ
મારૂ પ્રમત યો લોકે તે ચ ભદ્રૈપ્સકા સ્મૃતાઃ

**અર્થ**:—એવાજ કાંઈ રાગ, દેશકાળને અનુસરીને, થયા છે તે સુખ પ્રાપ્ત કરે છે; મારૂ રાગ.

ન રાગાણાં ન તાલાના મંતઃ કુત્રાપિ વિદ્યતે,
સંતોષાય શિવાસ્યેતે ગેયા બુદ્ધ જનૈ સદા;
તથા નયંતિ કૈલાસેન ગંગા ન સરસ્વતી,
યથા નયંતિ રાગાસ્તે નરં ગાય ન કોવિદં.

**અર્થ**:—રાગ અને તાલનો અંત નથી, પરંતુ શંકરના સંતોષનાર્થે, વિદ્વાનોએ ગાવું, ગાયન ક્રિયાથી કૈલાસમાં જવાની ગતિ મળે છે, તેમ પવિત્ર ગંગા સરસ્વતિ પણ કૈલાસમાં લઈ જવા શક્તિમાન નથી.

કંપિત ભીત મુત્ધૃષ્ટ મવ્યક્ત મનુ નાસિકં,
કાક સ્વરં શિરસિ ગતં તથા સ્થાન વિવર્જિતં;
વિસ્વરં વિરસંચૈવ વિશ્લિષ્ટ વિષમાહતં,
વ્યાકુલં તાલહિનં ચ ગા તુ દોષાશ્ચતુર્દશઃ

## રાગ ગાતી વેળા ચૌદ દોષ ધ્યાનમાં રાખવા.

**અર્થ:**—કંપિત૧ ડરિડરિ૨ અતિ ઉંચો સ્વર કર્કશ૩ અસ્પસ્ટ૪ નાકમાંથી૫ કાક સ્વર૬ ગળામાં ગણગણાટી૭ સ્વર ઠેકાણા વગર ગમે ત્યાં લગાડવો૮ બે સૂર૯ રસહિણ૧૦ અક્ષર અને સ્વરનો ગોટાળો કરવો૧૧ સ્વર અક્ષર વિષમ૧૨ આહત એટલે, સ્વર અને અક્ષર અફાળવા૧૩ તથા બે તાલ૧૪.

સૂ સ્વરં સૂર સંચૈવ સૂ રાગં મધુરાક્ષરં,
સાલંકાર પ્રમાણંચ ષટ વિધં ગીત લક્ષણું;
સ્વરેણ પદ સંયુક્તં છંદ સાચ સૂ સંયુતં,
સૂ માત્રં સૂ તાલંચ સૂ ગીતં તે ન ભણ્યતે.

### ગીત લક્ષણ.

**અર્થ:**—ચૌદ દોષરહિત સૂસ્વર આત્મનાદ૧ શ્રંગારસહિત ૭ રસ મળી, ઉત્તમ તે સૂરસ૨ સુરાગ એટલે રાગનો વિચાર કરી ગાવું૩ અક્ષર મધુર૪ અલંકાર તાન વિગેરેથી મીઠું૫ પ્રમાણ એટલે શાસ્ત્રાદિ પ્રમાણયુક્ત ગવાય તે૬.

સ્ફુરિતં કંપિતં લીનં સ્તિમિતાં દોલિતા વપિ,
અહુતં ત્રિક ભિન્નંચ ધમકં સપ્તધા સ્મૃતં

**અર્થ:**—સ્ફુરિત, સ્વરને સ્ફુરણ૧ કંપિત સુરને હલાવવો૨ લીન૩ ગુપ્ત રૂપ આપવું સ્તિમિત૪ સ્વર લંબાવવો આંદોલીત૫ તેજ પ્રમાણે સ્વરને ઝુલાવવો અહુત૬ અહત એટલે અફાળી સૂર લગાડવો તે.

સ્વર વિસ્તૃત કરવાથી જે શબ્દ થાય તે તાન સાચ,
સ્વર પાછો વળિ થાતા આલાપ થાય તે સૂર સાચ.

**અર્થ:**—એક સ્વરને તેજ રૂપમાં વિસ્તૃત એટલે "લંબાવવો" તે તાન સ્વર, ફરિ ફરિ ગ્રામ ભેદ કરિ, લગાડવો તે આલાપ.

આલાપ અનંત હરિ એવા શબ્દ વડે કર આલાપી,
જે ઈતર શબ્દ તંતૂ વાદ્યાનુકરણ કરી આરોપી.

**અર્થ:**—અનન એવાજ અનુકરણપર સ્વરનો આરોહ અને અવરોહ કરવો, થોમનોમ આ શબ્દ બિનાદી વાદ્યોના જાણવા.

સ્વયં યો રાજતે નાદઃ સ સ્વરઃ પરીકીર્તિતઃ
શબ્દ પ્રથમ શ્રવણેં શ્રુત થાયે હ્રસ્વ માત્રા તેજ શ્રુતિ,
તદનંતર નાદાત્મક જે શબ્દ સ્વર સુગાયને વદતિ.

**અર્થ:**—શબ્દ બે પ્રકારના છે, એક વર્ણાત્મક ને એક ધ્વનિરૂપ, વર્ણાત્મક એટલે હ્રસ્વ માત્ર, હ્રસ્વ માત્ર એટલે, એક માત્રા જેમ "અ" ઈત્યાદિ ધ્વનિ

રૂપ, જે શબ્દ સંભળાય છે, તે શ્રુતિ, તેના આગળ ધ્વનિ રૂપે જે શબ્દ, તે સ્વર છે.

કર સ્વરાંશ ચાર ન્યુનાધિક લગાડતાંજ કોમલ તે થાયે,
તેવો તીવ્રજ થાયે આ ભેદને જાણતાં કદિ ન મોહાયે.

**અર્થ**:ઋષભને એક અંશ વધારે લગાડવાથી તીવ્ર થાય છે, બે અંશ લગાડવાથી અતિ તીવ્ર થાય છે, તેમજ ઋષભમાંથી એક અંશ ઓછો કરવાથી કોમળ થાય છે, બે અંશ ઓછા કરવાથી અતિ કોમળ થાય છે, એવા તીવ્ર કોમળ ભેદોથી રાગોનું રૂપ ફરે છે, અતિ તીવ્ર અને અતિ કોમળ એવો પણ ભેદ છે.

## ધ્વનિ વિચાર.

યોયં ધ્વનિ વિશેસ્તુ સ્વર વર્ણ વિભૂષિત:
રંજકો જન ચિતાનાં સ રાગ: કથ્યતે બુધૈ:

**અર્થ**:—જે ધ્વનિ વિશેષ, એટલે અક્ષર વગરનો નાદાત્મક, સપ્ત સૂરથી ભૂષિત, અને ચોસઠ વર્ણાત્મક લોકોનાં ચિત્તને આનંદ આપે છે, તે રાગ કહેવાય.

## વાણીં વિચાર.

પરાવાંઙ મૂલ ચક્રસ્થા પશ્યંતિ નાભિ સંસ્થિતા:
તત્હ્રદયે મધ્યમા જ્ઞેયા વૈખરી કંઠ દે શગા:

**અર્થ**:—શબ્દ મુખમાંથી ઉત્પન્ન થાય છે, તે વાણી ચાર પ્રકારની છે. ૧ પરા, ૨ પશ્યંતી, ૩ મધ્યમા, ૪ વૈખરી.

પરા સંજ્ઞક વાણી, મૂળ ચક્રનાં ઠેકાણે થાય છે. પશ્યંતી નાભિસ્થાનમાં, મધ્યમા હૃદય સ્થાને, બ્રહ્મ ગ્રંથી એટલે કંઠના ઠેકાણે જે થાય છે તે વૈખરી વાણી સમજવી.

## સ્વર વિચાર.

પ્રથમ ખરજ સ્વર સાધ્યથી, થાય આદિ રાગ સમજ;
ખં આકાશં રાતી તિગૃણ્હાતી, તિખર: નાભિ:.
તસ્માજ્જાજ: ખરજ:, આકાશસ્ય પરમેશ્વર;
નાભિ ત્વાત્, ત્રેવશબ્દોત્પત્યા ષડજસ્ય.
નાભિસ્થાનીકત્વાત્, તત્સાધનેત્વ પૂર્વ યત્ન:
કાર્ય ઇત્યર્થ:.

**અર્થ**—“ ખ ” એટલે આકાશ, તેને ધારણ કરનાર જે નાભિ ત્યાંથી થયેલો જે ખરજ, બ્રહ્મ લિંગ અને પરમેશ્વરનો નાભ, તે આકાશ, ત્યાં જે શબ્દ ઉત્પન્ન થાય છે, ષડજ પણ નાભિ સ્થાનમાંથીજ ઉત્પન્ન થાય છે, તેથીજ પ્રથમ સ્વર આ દો યત્ન સાધ્ય કરવો.

## દિવસના સમયે ગવાતા રાગોનું કોષ્ટક.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉષ:કાળ ભૈરવ ૧ | દિવસ ઉગ્યા પછી વિભાસ ૧ | ચાર ઘડી દેશાખ ૨ | પહોર દિવસ થતાં પહેલાં ગુર્જરી ૩ | જોગીયા ૪ | ભેરવી ૫ |
| રામકલી ૬ | ગુનકલી ૭ | દેશી મીયાની તોડી, જીવન પુરી તોડી વેરારી, લક્ષમણ તોડી, ગાંધારી તોડી, | | તોડી ૮ | પીલુ |
| દિવસ પ્રહર સુધી "૮" રાગ દરેક ઘડીના અંતરે ગાવા. | | | | | |
| આશાવરી | દેવ ગાંધાર | ખટ | સુવા | સુધરાયી | |
| બિલાવલ | કુકુભ બિલાવલ. | | અલૈયાબી | યમની બીલાવલ | |
| સર્પદા<br>સોરઠ | પહોર દિવસથી દસ ઘડી સુધી.<br>બાર ઘડી દીવસ સુધી. | | | | |
| વૃંદાવની સારંગ. | મધુમાધ સારંગ | | બઢો સ સારંગ. | | |
| ગૌડ સારંગ બીજા પ્રહરથી ત્રીજા પ્રહર સુધી.<br>વર્ષા રૂતુમાં ગમે તે વખતે ગવાય, બીજી રૂતુમાં<br>પ્રમાણથી મલ્હાર, ગૌડમલ્હાર, બે ઘડી દીવસ સુધી. | | | | મિયાનોઃ મઃ<br>સૂર મલ્હાર.<br>મેઘ મલ્હાર. | |
| ભીમ પલાસ. | ધનાશ્રી | લિલાંબરી. | મધુ માધવી | | |
| સિંધવી | અહંગ | ત્રીજા પ્રહરથી બે ઘડી સુધી. | | | |
| મારવા | ચાર ઘડી દીવસ પાછળ રહેતાં | | સંધ્યાકાળે શ્રીરાગ | | |
| માલશ્રી | ધવલાશ્રી. | જયતશ્રી | લલિતાશ્રી | | |
| પુર્વી | ગૌરી | ચાર ઘડી દીવસથી સાંજ સુધી. | | | |

## રાત્રિનાં સમયે ગવાતા રાગોનું કોષ્ટક.

<table>
<tr><td>શ્યામકલ્યાણ</td><td colspan="2">શુદ્ધકલ્યાણ</td><td colspan="2">મોહનકલ્યાણ</td><td>ઝીંઝોટી</td></tr>
<tr><td>યમનકલ્યાણ</td><td colspan="2">હમીરકલ્યાણ</td><td colspan="2">ભૂપકલ્યાણ</td><td>જંગલા</td></tr>
<tr><td>પૂર્વીકલ્યાણ</td><td colspan="2">જયતકલ્યાણ</td><td colspan="2">કામોદ કલ્યાણ</td><td>કાફી</td></tr>
<tr><td>કલ્યાણી</td><td colspan="2"></td><td colspan="2"></td><td>ખમાજ</td></tr>
<tr><td>નાટ</td><td colspan="2">છાયા</td><td colspan="2">છાયા નાટ</td><td></td></tr>
<tr><td>સાવનીનાટ</td><td colspan="2">કામોદી નાટ</td><td colspan="2">હમીર નાટ</td><td></td></tr>
<tr><td>કેદારનાટ</td><td colspan="2">નટનારાયણ</td><td colspan="2"></td><td></td></tr>
<tr><td>કાનડા</td><td colspan="2">દરબારિ કાનડા</td><td colspan="2">નાયકી કાનડા</td><td></td></tr>
<tr><td>કૌશીક કાનડા</td><td colspan="2">મીયાનો કાનડો</td><td colspan="2">ગારા કાનડા</td><td></td></tr>
<tr><td>બાગેસર કાનડા</td><td colspan="2">સહાના</td><td colspan="2">અડાના</td><td></td></tr>
<tr><td>કેદારા</td><td colspan="2"></td><td colspan="2"></td><td></td></tr>
<tr><td>બિહાગ</td><td colspan="2">શંકરા</td><td colspan="2">બિહાગડા</td><td></td></tr>
<tr><td>માલકંસ</td><td>પરજ</td><td>સોહની</td><td>કાલંગડા</td><td>પરજડી</td><td></td></tr>
<tr><td>હિંડોલ</td><td>મારૂ</td><td>બહોરી</td><td colspan="2">વસંત</td><td>પંચમ</td></tr>
<tr><td>લલત</td><td>મારૂ</td><td>બહુરિ</td><td colspan="2">વસંત</td><td>પંચમ</td></tr>
<tr><td>બહાર</td><td colspan="2">વસંત બહાર</td><td colspan="2">કેદારની બહાર</td><td>બહાર</td></tr>
<tr><td>કાનડાની બ:</td><td colspan="2">બહાર</td><td colspan="2">બાગેસરની બ:</td><td>બહાર</td></tr>
</table>

**સપ્તક.** | **હારમોન્યમ સમજ.** | **સપ્તક**

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કો | તી | કો | તી | શુ | તી | | કો | તી | કો | તી |
| સા | રિ | રી | ગ | ગ | મ | મ | પ | ધ | ધ | નિ | ની |

મંદ્ર

સ્વર ચિન્હ

૧

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કો | તી | કો | તી | શુ | તી | | કો | તી | કો | તી |
| સ | રિ | રી | ગ | ગ | મ | મ | પ | ધ | ધ | નિ | ની |

મધ્ય

સપ્તક.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કો | તી | કો | તી | શુ | તી | | કો | તી | કો | વી |
| સ | રિ | રી | ગ | ગ | મ | મ | પ | ધ | ધ | નિ | ની |

તાર

સ્વર ચિન્હ.

ं

રાગ રંગ સંગિત દધી કોઈ ન પામે પાર,
જે સમજે તે મતિ યથા લખે ભેદ વિસ્તાર.

સર્વ વિદ્યામાં ગાયન વિદ્યા શ્રેષ્ટ કહેવાય છે, અને એ કહેવત સત્ય છે. એમ માનવામાં કોઈ રીતે શંકા રહેતીજ નથી. કારણકે સર્વ જગત્, જે વેદના આધારે ચાલે છે, તે વેદમાં, ગાયન વિદ્યા પાંચમો વેદ છે, એવું પ્રમાણ દેખાડયું છે. "गायनो पंचमो वेदा" જે વિદ્યાની આટલી મહત્તા છે, તે વિદ્યા સહજમાં સહેલાઈથી પ્રાપ્ત થાય, એમ માનવું નિરર્થક છે.

પણ આ મનુષ્ય દેહમાં જેવા પ્રયત્ન કરીયે, તે પ્રયત્નના પ્રમાણમાં તેને. બદલો મળે છે, "પ્રમાણ"

पशुकि होत पनैया, नर का कछु नहि होत ।
नर करनि करे जब, नर नारायण होत ॥

આ મહા વાક્યનો આધાર, હૃદયમાં ધારણ કરતાંજ, મનને સ્ફુર્તી થઈ કે, આપણે પણ પ્રયત્ન કરીશું તો તેમાં લાભ મળશેજ. એવો વિચાર કરી, ગુરૂ ચરણનું સ્મરણ કરી, ગ્રંથ લખવા આરંભ કર્યો, અને આજે આ ગ્રંથ, જે આ સજ્જનો સમક્ષ રજુ થયો છે એજ પ્રયત્નનો બદલો મળ્યો એમ નિશ્ચયપૂર્વક, કહેવામાં હરકત દેખાતી નથી.

સંગિત કલાભિજ્ઞ, સંગિત માધુર્યનાં ભોક્તાઓ, આપે આજ સૂધી, આપણાં આર્ય દેશમાં બનેલા સંગીત ગ્રંથોનું અવલોકન કર્યું હશે, અને તે ગ્રંથો શાસ્ત્ર પ્રવિણ વિદ્વાનોએજ લખેલા છે, અને તે સારાજ છે.

તેમજ રાગોનું સ્વરૂપ, પહેરાવ, અલંકાર, સમય, ઋતુ, એ સમજનું જ્ઞાન ન હોય તો, ગાવા વખતે, અથવા બજાવવા વખતે, ઘણીજ ખામી દેખાય છે. તો તે અગવડ દૂર કરવા, તથા ભારતી દેવીની સેવા બજાવવા, તેમજ ભારત બંધુઓને સરળ રીતે હૃદયમાં, સંગીત જ્ઞાનનો સાક્ષાત્કાર કરાવવા આ ગ્રંથ રચાયો છે, તો તે હંસક્ષીર ન્યાય દ્રષ્ટિયે સ્વીકારશો.

---

## સ્વર, શબ્દ, તથા તાલનાં ચિન્હોની સમજ.

**મંદ્ર સ્વર ચિન્હ—**

હરકોઈ સ્વર નિચે સાતડાનું ચિન્હ લખેલું હોય, તેને મંદ્ર સ્વરો સમજવા,

જેમ કે, નિ ધ પ.

**મધ્ય સ્વર ચિન્હ—**

મધ્ય સપ્તકનાં સ્વરોમાં, ઉપર તેમજ નિચે કાંઈ પણ ચિન્હ દેખાડયું નથી,

જેમ કે, ગ : મ : પ : ધ :.

**તાર સ્વર ચિન્હ—**

હરકોઈ સ્વર ઉપર "૪" આ પ્રમાણે ચિન્હ લખેલું હોય, તે તાર સ્વર સમજવા,

જેમ કે, સા : રે : ગ : (ઉપર ૪ ૪ ૪)

**કોમલ સ્વર ચિન્હ—**

જે સ્વર ઉપર "કો" આ પ્રમાણે લખેલ હોય તે, કોમલ સ્વરો સમજવા,

જેમ કે, રે : ગ : ધ : (ઉપર કો કો કો)

**તીવ્ર સ્વર ચિન્હ—**

જે સ્વર ઉપર "તી' આ પ્રમાણે લખેલ હોય તે, તીવ્ર સ્વર સમજવા,

જેમ કે, મ : ધ : નિ : (ઉપર તી તી તી)

શુદ્ધ મધ્યમ ને, મંદ્ર તથા તાર સપ્તકમાં ચિન્હો કરેલા છે, જે મધ્યમ ઉપર ચિન્હ ન હોય તે, મધ્યમ શુદ્ધ છે એમ સમજવું.

ચીજમાં જે અક્ષર આગળ — આવી આડી લીટી વાળું ચિન્હ હોય, તેની પાછળના બોલને એક માત્રા લંબાવી આગળનો શબ્દ ઉચ્ચાર કરવો તેમજ " સ રિ ગ મ " માં જે સ્વર આગળ "ડ" આવો " ડ " આવે, તેનું પ્રમાણ પણ એક માત્રાનું સમજવું.

આ શિવાય ચીજના દરેક ખાનાના પ્રથમ બોલ નીચે જેમ " ૧ ' " ૨ " " ૩ " " ૫ " આવા અંક લખેલ હોય, તેને તાલ સ્થાન સમજવા જેમ કેઃ—

| | | | |
|---|---|---|---|
| ૪ ૪ કો ૪ | કો | | કો |
| સા સા ધ નિ સા ગ મ નિ | ધ ડ | ગ મ | ગ ડ રે |
| હ ર થી પ્ર ગ ટ થ યો | ભૈ— | ર વ | રા — ગ |
| ૧ | ૨ | ૩ | ૪ |

ચીજનાં આગળ ÷ આ ચિન્હ બતાવેલું હોય ત્યાંથી ચીજની પ્રથમની લીટી " બે " વખત ગાઈ અંતરાયની શરૂઆત કરવી.

**ભૈરવ માલકંસ હિંડોલ, દીપક, શ્રી, સ્વીકાર;**
**મેઘ રાગ મળી ષષ્ટ જે, જેનો શાસ્ત્રાધાર.**

